# આનહદ બાની



□ સુભાષ ભટ્ટ

**વિ**શ્વની ડહાપણની મૌખિક ધારામાં એક અત્યંત રહસ્યમય કથા છે. એક વખત પરમેશ્વરે બધા દેવદૂતો વચ્ચે પોતાનો નિશ્ચય જાહેર કર્યો કે પોતે પ્રગટ થવા માગે છે – દર્શન આપવા માગે છે. એમણે એક દેવદૂતને આદેશ કર્યો કે તમે સ્વયં જાઓ : સમ્રાટ અને ખેડૂતને જાણ કરો. પ્રથમ તો તે સમ્રાટને મળે છે.

દેવદૂત : સમ્રાટ, પરમેશ્વર સ્વયં આપને દર્શન આપવા માગે છે. બોલો, આપ કહો તે સ્વરૂપમાં તેઓ પ્રગટે.

સમ્રાટ : (તેમની આસપાસ સામ્રાજ્યના વહીવટકર્તાઓ અને દરબારીઓ બેઠા છે). અરે, હું એમના કયા સ્વરૂપે દર્શન કરવા ઇચ્છતો હોઉં? ભવ્ય સત્તા અને ઐશ્વર્યમય ઝળહળાટ સ્વરૂપે જ ને...

અને તત્ક્ષણ આંખોને અંધ કરી નાખે એવો આકાશ ચીરતો વીજળીનો કડાકો થયો. સમ્રાટ, દરબાર અને દરબારીઓ રાખ બની ગયા! પછી દેવદૂત ખેડૂત સામે આવીને ઊભો. ખેડૂતને પણ એ જ પ્રશ્ન કર્યો.

દેવદૂત : બોલ, પરમેશ્વર તારી સામે કયા સ્વરૂપે પ્રગટે?

ખેડૂત : હું તો ગરીબ ખેડૂત છું. પરમેશ્વરનાં રૂબરૂ દર્શનની મારી યોગ્યતા નથી, પણ જો તેમની કૃપા હોય તો પછી મને પરિચિત હોય તેવી વસ્તુમાં તેનાં દર્શન દે. ખેડૂત છું તેથી તેઓ મને...

*ખેડું છું એ ભૂમિમાં દેખાય,*
*ખાઉં છું એ અન્નમાં દેખાય,*
*પીઉં છું એ જળમાં દેખાય,*
*વાય છે એ પવનમાં દેખાય,*
*ડોલે છે એ ઘાસ – વૃક્ષમાં દેખાય,*
*પાડોશી – પરિવારના ચહેરામાં દેખાય*

ભલેને તે મારી આસપાસમાં બધે અને બધામાં ધબકે...

□□□

૧૩૪



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૩ અંક : ૬, ઑક્ટોબર ૨૦૨૨**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ

**દીપક દોશી**

સહાયક સંપાદકઃ

**અવની સોલંકી**

પૃષ્ઠસજ્જા : **યોગેશ પટેલ**

પ્રકાશક :

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan@yahoo.com
website : www.navneetsamarpan.com

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

આગામી અંક દીપોત્સવી વિશેષાંક હશે.

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.
❑ ઓનલાઈન લવાજમ માટે www.navneetsamarpan.com



# મુનશીવાણી

**ઑગસ્ટ ૧, ૧૯૬૩**

**બેંગ્લોર કેન્દ્ર, પ્રાચીન મૂલ્યોનું સમર્થન**

**મારા નવયુવાન મિત્ર,**

આપણે આ બાહુલ્યથી જ એટલા બધા અંજાઈ જઈએ છીએ કે 'સત્યમ્, શિવમ્, સુંદરમ્'ના મૂલ્યના પ્રભાવ પર વિચાર કરવાની ધીરજ ખોઈ બેસીએ છીએ. આપણે સમતુલનવૃત્તિ વિકસાવવી ચૂકી જઈએ છીએ અને વસ્તુઓ તથા કાર્યોને તેના મૂળગત સંદર્ભમાં વિચારતા નથી.

શિસ્તના પરંપરાગત ધામ સમી યુનિવર્સિટીઓ પણ બાહુલ્ય પામતા સમાજની વર્તમાન જરૂરિયાતોને પૂરી પાડતા મથક સમી બની ગઈ છે. વર્તમાન શિક્ષણશાસ્ત્રીઓએ પણ વર્તમાન શિક્ષણના બદલાતા આકાર અંગે અસંતોષ વ્યક્ત કર્યો છે. તેઓએ કેટલીય વાર શૈક્ષણિક ક્ષેત્રમાં ગુણવત્તા, પૂર્ણતા, ગંભીરતા અને નિષ્ઠાનો અભાવ હોવાની ફરિયાદ કરી છે.

આત્મસંયમની કળામાં કેળવણી પામ્યા વિનાનો અર્વાચીન શિક્ષિત માનવી અધૂરો છે, કેમ કે એનામાં સુંદર જીવન માટે કોઈ અભીપ્સા રહી નથી.

* * *

સુંદર જીવન એટલે સમૃદ્ધિ કે સગવડોભર્યું જીવન નહીં. આપણા કેટલાયે ધનિકોનું જીવન વિરૂપ, વાસનાઓથી વિકૃત અને મોજમજાની સતત ઝંખનાને કારણે નિરાશામય હોય છે. એમાં સુંદરતાનો ક્યાંય અણસાર હોતો નથી. બીજી બાજુએ અત્યંત દરિદ્ર દશામાં જીવતા અને વિદ્યા તથા સેવાને સમર્પિત મધ્યમ આવકજૂથના કેટલાય લોકોનાં જીવન સ્નેહ અને સંવાદથી જિવાતાં હોય છે અને કવચિત્ સુંદરતાના શિખર પર પણ પહોંચતાં હોય છે.

જીવન એ સ્વયં પૂર્ણતાના ધ્યેય પર પહોંચવા માટે આપણે પ્રસન્નતાપૂર્વક વહન કરવાનો ભાર છે, એ ખ્યાલ આપણા મનમાં ન વસે ત્યાં સુધી જીવન ક્યારેય સુંદર બની શકતું નથી. ભારતીય વિદ્યા આવા જીવન પ્રત્યે દોરી જતી પ્રયોગભૂમિ છે.

**[ક્રમશઃ]**

## ॥ શબ્દમૂળની શોધ ॥

# ટિંચર, ટિંક્ચર

## ☐ હેમન્ત દવે

**હું** નાનો હતો ત્યારે શાળામાં અને પાઠ્યપુસ્તકોમાં ''ટિંચર આયોડિન'' શબ્દ વારેવારે પ્રયોજાતો એવું સ્મરણમાં આવે છે. કોઈ વિદ્યાર્થી પડે આથડે એટલે એને પ્રાથમિક સારવાર માટેના ઓરડામાં લઈ જઈ એને આ 'ટિંચર આયોડિન' લગાવવામાં આવતું. એ લગાવતાં વાર જ થતા ચચરાટથી એ બૂમો પાડે એની અમને બધાને બહાર ગમ્મત પડતી.

બીજો અર્થ મારા કાકાના દીકરા પાસેથી મળ્યો. એ વહેવારકુશળ. વસ્તુના ભાવતાલ બરાબર જાણે ને કરાવે. એટલે કોઈ પણ દુકાને વસ્તુના ભાવ પૂછે ત્યારે એ ખાસ આ શબ્દપ્રયોગ કરે: 'ટિંચર જેવા ભાવ છે'. ત્યારે હું અગિયાર-બારમાં હોઈશ. સંદર્ભ ઉપરથી સમજાય કે ભાવ વધારે હોય તો એને 'ટિંચર' જેવો ભાવ કહેવાય. એક વાર પાકું કરવા માટે ને કુતૂહલવશ પણ મેં એને પૂછ્યું એટલે કહે વાગેલા ઉપર 'ટિંચર' લગાડીએ તો બળતરા થાય એ રીતે આ ભાવ પણ દઝાડે એવા છે એટલે એવું કહેવાય. શબ્દપ્રયોગ અને એની મૂળ વાત બન્ને ત્યારે તો બરાબર લાગેલાં. પણ એ શબ્દપ્રયોગ મારા હોઠે તો કદી ના ચડ્યો. જો કે, પાછળથી ખબર પડી કે એ શબ્દ 'ટિંચર' નથી પણ ટિંક્ચર' છે.

આપણા (ખરા અર્થમાં) મોટા સંશોધક વીરચંદ ધરમશીનાં અગ્રંથસ્થ લખાણોનું સંપાદન કરતી વખતે આ શબ્દનો ખરો અર્થ મળ્યો. ટ્રીચર ઓગણીસમા અને વીસમી સદીના સંધિકાળના સમયે મુંબઈની જાણીતી દવાની દુકાન. 'ગંભીર માંદગી હોય અને પ્રિસ્ક્રિપ્શન પ્રમાણે જ દવા બનાવવી હોય ત્યારે ડૉક્ટરો ખાસ સૂચના આપતા કે આ દવા ટ્રીચર કંપનીમાંથી બનાવજો. એના માલિકો અંગ્રેજો. તેઓ પ્રિસ્ક્રિપ્શન પ્રમાણે ચોકસાઈપૂર્વક દવા બનાવે, પણ એના ભાવ ઘણા આકરા. આને લઈને એક કહેતી ગુજરાતીમાં પ્રચલિત થઈ. કોઈ પણ વસ્તુના ભાવ વધારે પડતા લાગે તો લોકો કહે કે, આ ટ્રીચર કંપનીના ભાવ બોલે છે'.[૧]

એટલે એને ટિંક્ચર આયોડિન સાથે મુદ્દલ સંબંધ નથી. અનુનાસિક પછી તરત આવતા

**[અનુસંધાન પૃ. ૧૩૦]**

[૧]વીરચંદ ધરમશી. ૧૯૭૬. કલાસંચયની ભીતરમાં: નલિનીબેન સ્વાલી સાથે એક મુલાકાત, *સમર્પણ*, ૧૯ સપ્ટેમ્બર ૧૯૭૬, પૃ૰ ૧૮-૨૫, અહીં પૃ૰ ૨૨.

## પ્રમોદભાઈ ભીમજીભાઈ પારેખ – પ્રતિમાહ પુરસ્કાર

**એપ્રિલ ૨૦૨૦થી ૪૦૦૦/- રૂપિયા (બેંક ટ્રાન્સફર દ્વારા) અપાયો છે. સૌ પુરસ્કૃતોને અભિનંદન.**

| | | |
|---|---|---|
| | **૨૦૨૦** | |
| એપ્રિલ | આશીષ મહેતા | આત્મરચનાના કીમિયાઃ ફ્રેન્ચ ફિલસૂફના બોધપાઠો |
| મે | પારુલ ખખ્ખર | વાર્તાઃ ખરેડી |
| જૂન | દીપક જોશી | આપણી સમસ્યાઓ અને વિજ્ઞાનની ઉપેક્ષા |
| જુલાઈ | આનંદિતા રૈયાણી | લોકડાઉનની ડાયરી |
| ઑગસ્ટ | અમૃત બારોટ | ડાબા પગનો મોક્ષ |
| સપ્ટેમ્બર | મુનિ દવે | સુરેશ પરીખ-એક અનોખું વ્યક્તિત્વ |
| ઑક્ટોબર | હેમન્ત દવે | મધુકર અનંત મહેન્દળેની વિદાય |
| નવેમ્બર | રાજ ગોસ્વામી | સાર્થકતાનું સુખઃ ચાર ભારતીય પુરુષાર્થની દૃષ્ટિએ ઇકિગાઈ |
| ડિસેમ્બર | દીવાન ઠાકોર | વાર્તા ‘અકસ્માત’ |
| | **૨૦૨૧** | |
| જાન્યુઆરી | કૌશિક ઘેલાણી | જિમ કોર્બેટ નેશનલ પાર્ક |
| ફેબ્રુઆરી | દેવ કનુ પટેલ | થાંભલો (વાર્તા) |
| માર્ચ | રવીન્દ્ર પારેખ | ઉકેલ (વાર્તા) |
| એપ્રિલ | સતીશ વૈષ્ણવ | કાળજી નામે કેર (વાર્તા) |
| મે | સંજુ વાળા | સંતોસપ્તક (કાવ્યો) |
| જૂન | પ્રા. જે. આર. વઘાશિયા | ગર્દભકુળને ઉગારી લ્યો (લેખ) |
| જુલાઈ | નીતિન ઢાઢોદરા | પ્રયોગખોર શિક્ષકો (હાસ્ય) |
| ઑગસ્ટ | હસમુખ જોષી | પદમપુરી (પ્રવાસ) |
| સપ્ટેમ્બર | અરુણા જાડેજા | હવે સુગંધ જ નાક થઈ ગઈ (આસ્વાદ) |
| ઑક્ટોબર | એકતા નીરવ દોશી | સલીથો (વાર્તા) |
| નવેમ્બર | હરીશ મીનાશ્રુ | પુષ્કળ પીડા, અઢળક આનંદ ને... |
| ડિસેમ્બર | ફારૂક શાહ | વસ્તુ અમૂલખ (અધ્યાત્મ) |
| | **૨૦૨૨** | |
| જાન્યુઆરી | વિનોદ જોશી | અષ્ટનાયિકા (કાવ્યો જૂથ) |
| ફેબ્રુઆરી | દીપક રાવલ/ગગન ગિલ | દીક્ષા પર્વ (અનુવાદ) |
| માર્ચ | પન્ના ત્રિવેદી | શબીના શેખની અમ્મી (વાર્તા) |
| એપ્રિલ | મોના જોશી | સ્લેટ પેન (વાર્તા) |
| મે | નટવર પંડ્યા | ધ કાનખજૂરા ફાઈલ્સ (હાસ્ય) |
| જૂન | ધ્રુવ ભટ્ટ | અંતરિક્ષના આગિયા (શ્રેણી) |
| જુલાઈ | બાદલ પંચાલ | મથામણ (વાર્તા) |
| ઑગસ્ટ | શૈલેશ ગઢવી | બે ગઝલ |
| સપ્ટેમ્બર | ઉર્વીશ કોઠારી | ફિલ્મ ઇતિહાસકાર : નલિન શાહ (લેખ) |



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૧૨

☐ કૂપમંડૂક

**ભા**રતનાં મહાન સ્ત્રીરત્નોની કોઈ યાદીમાં રાણી રાસમણિનું નામ ન હોય તો એ યાદી અધૂરી કહેવાય. સૌથી કમાલની વાત તો એ હતી કે અત્યંત શ્રદ્ધાળુ, ધાર્મિક અને અધ્યાત્મના માર્ગ ઉપર ખૂબ આગળ નીકળી ગયેલી ઇન્સાન હોવાની બાવજૂદ રાણી દુન્યવી બાબતોનાં સંચાલનમાં પણ ગજબની સમજ અને દીર્ઘદૃષ્ટિ ધરાવતી અતિસક્ષમ અને સફળ વહીવટકર્તા હતી. કુશળતા અને કડા પરિશ્રમથી એણે પોતાની બધી જ ફરજો બજાવી, બધી જવાબદારીઓ બાખૂબી નિભાવી.

વિચાર કરો. એ મરણપથારી ઉપર છે. સતત દેવીમાનું ચિંતન કરે છે. મરણના ૨૪ કલાક પહેલાં એને

એકાએક યાદ આવે છે કે દક્ષિણેશ્વર ટ્રસ્ટને લગતી એક જરૂરી કાનૂની કાર્યવાહીની પ્રક્રિયા પૂરી થઈ નથી. એ માથુર, વકીલ વગેરેને બોલાવે છે અને પ્રક્રિયા પૂરી કરે છે. બીજે જ દિવસે એને તેડવા આવેલાં દેવીમાને આવકારે છે, એમની સાથે વાતો કરે છે અને એમનો હાથ પકડી હાલી નીકળે છે. કેવી સાચી કર્મયોગી!

અઢળક ધન, બેસુમાર જમીન-જાયદાદ અને છતાં સાદી જીવનશૈલી. 300 ઓરડાના મકાનમાં રહે, પણ પોતે અલિપ્ત. સાદું જમે, સાદાં કપડાં પહેરે, પવિત્ર દિવસો પર જમીન પર સૂએ. ખૂબ પૈસા ખર્ચે, પણ બીજા માટે, ગરીબો માટે, ધાર્મિક સદ્કાર્યો માટે.

જેને સાદી જીવનશૈલી (સિમ્પલ લાઇફ-સ્ટાઇલ) અપનાવી એ જિંદગીનો જંગ જીતી ગયો. બધું જ દુઃખ, અસંતોષ અને ભ્રષ્ટાચાર જેવી બુરાઈ એ કમજોરીમાંથી ઉત્પન્ન થાય છે, જે માણસમાં પોતાના ભૌતિક જીવનસ્તરને ઊંચે ને ઊંચે ઉઠાવવાનું ગાંડપણ સીંચે છે. અને જેનામાં આ પાગલપણાનો સંચાર થયો એ મનુષ્યના જીવનમાંથી સંતોષ, ચેન અને શાંતિ હંમેશનાં ગાયબ થઈ જાય છે. રહી જાય છે માત્ર વધુ ને વધુ પૈસા બનાવવાની ધૂન. પૈસા જ ઐયાશી જીવનશૈલીના સ્તરને નવી ઊંચાઈઓ પર લઈ જઈ શકે ને!

રાણી રાસમણિએ પૈસાને, વૈભવને પોતાના જીવન ઉપર છવાઈ ન જવા દીધા. રામકૃષ્ણ કહેતા કે પ્રથમ ઈશ્વરને પામી લો, ઓળખી લો. પછી ભલે સંસારમાં પડો. પ્રથમ આધ્યાત્મિકતાની એક ચોક્કસ સપાટી પર પહોંચો અને પછી મારો ડૂબકી સંસારના સાગરમાં. ફણસ કાપવા પૂર્વે હાથ પર તેલ ચોપડો જેથી એની ચીકાશ ચોંટી ન જાય. અનાસક્ત થઈને સંસાર કરો. તમારા મનને જો સંસારમાં ડૂબેલું રાખો તો મન મલિન થઈ જાય. દૂધને પાણીમાં રાખો તે એ નકામું થઈ પડે, પણ એનું માખણ કાઢીને પાણીમાં રાખીએ તો કોઈ વાંધો ન આવે. પ્રથમ ચારિત્ર્યના ઓજસને જીવંત કરી એને ખીલવો. ઠાકુર અમુક ચોક્કસ માછલીની વાત કરતા. કાદવમાં રહે, પણ સમય સમય પર ત્વચા એવી ધ્રુજાવે કે કાદવનો એક અંશ ડિલ પર ન રહે, ચોખ્ખીચટ થઈ જાય. આ ઉપદેશનાં બે પાસાં છે. ઈશ્વરને ઓળખી લો અને પછી સંસારમાં પડો અને કાદવ ચોંટે ત્યારે સમય સમય પર ખંખેરી કાઢો.

આ માટેની એક પાયાની જરૂરિયાત, સાદી જીવનશૈલીની હું વાત કરતો હતો જે રાણીની એક સાચી તાકાત હતી. આપણા જીવનમાં જીવનશૈલીની આગેકૂચ પર બ્રેક લગાવવાની જરૂર છે. આટલે બસ, હવે આગળ નહીં. ધસ ફાર એન્ડ નો ફર્ધર. લક્ષ્મણરેખા દોરવાની. ગમે એ થઈ જાય, ગમે એટલા

વધુ પૈસા આવે, પણ એ લક્ષ્મણરેખા ઓળંગવાની નથી.

પરંતુ આજના ઉપભોક્તાવાદના પાગલ સમયમાં આવું મોટા ભાગે બનતું નથી. ગ્રાન્ટ રોડ પર આરામથી રહેતા હોય તો પણ મલબાર હિલ જેવા કોઈ વટ પડે એવા સરનામે જવાની ચળ ઊપડે છે. એ માટે પૈસા ભેગા કરવાનું અભિયાન ચાલે છે, જેમાં નૈતિક મૂલ્યોનું નિકંદન નીકળી જાય તો કોઈ ખટકો લાગતો નથી. અને જ્યારે સમય જેવી કોઈ મૂલ્યવાન વસ્તુ નથી એ જ સમજાતું નથી ત્યારે સમયની બરબાદીનો ઝટકો કેવી રીતે લાગે?

એ જ પ્રમાણે મારુતિ હોય તો મર્સિડીઝ લેવા, વૅકેશન પર માથેરાન જતા હો તો પંચગની જવા, પછી ત્યાંથી સિમલા ને કાશ્મીર ને દુબઈ, લંડન આમ અસંતોષની આગ ફેલાતી જ જાય. એ શાંતિ, સુખ, ચેન હણી લે છે એ સમજમાં જ ઊતરતું નથી. દેખાદેખી, બડાશ એ બધું અહંમાંથી ઉત્પન્ન થાય છે. અત્યંત આધુનિક બધાં જ ઉપકરણો મારી પાસે છે, પણ ભાઈ! એનો દસ ટકાનો પણ તું ઉપભોગ કરે છે?

અને જરા આજુબાજુ નજર તો કર, ભીષણ ગરીબી છે. કરોડો લોકો માટે બે ટંકના રોટલા મેળવતાં બરડે પાણી ઊતરે છે, તો શિક્ષણ ને તબીબી સેવાની તો વાત જ શી કરવી? તું તો એમની સરખામણીએ મખમલ પર છે. છતાં સંતોષ નથી, શાંતિ નથી. ઈશ્વર પ્રત્યે આભારની લાગણી નથી. ફૂટપાથ પર પકડદાવ રમતાં અર્ધનગ્ન બાળકોને જોયાં છે? એમના જેવો નિખાલસ આનંદ તને આ જન્મે મળવાનો નથી.

અને આશ્ચર્ય તો એ વાતનું છે કે ઘરના નોકરો અને જીવનમાં પાયાની મદદ કરનારાઓને દસ રૂપિયા વધુ આપવાની વાત આવે છે ત્યારે ઊંચે લોગનાં મોઢાં ચઢી જાય છે. વર્ષો પહેલાં અમારા બિલ્ડિંગમાં રોજ કચરો લઈ જતાં બહેને વિનંતી કરી કે ઘરદીઠ મહિનાના બે રૂપિયાને બદલે હવે પાંચ કરોને સાહેબ. તો એક ભાઈ બરાડ્યા : શું? આ તો ૧૦૦ ટકાથી વધુ ઇન્ક્રીમેન્ટ થયું. વિચાર કરો સાહેબ, વિચાર કરો, આવી માનસિકતા પર.

દુનિયામાં ઘોર અંધારું છે, પણ ત્યાં તમે તમારા ખૂણામાં તો ટચૂકડો દીવો પ્રગટાવી શકો છો ને? અરે તમારી આજુબાજુના ગરીબો, ઘરના નોકરો, કચરો લઈ જનારા, ગૅસનું સિલિન્ડર ખભે ઊંચકી હાંફતાં-હાંફતાં દાદર ચઢી આવતા કાકા, ચોકીદારો, લિફ્ટમેનો, ઝાડુવાળા વગેરે પ્રત્યે તો ઉદાર થાઓ!

વિષયાંતરનો દોષ સ્વીકારી પોતાની જીવનશૈલીને ઊંચે ને ઊંચે ઉઠાવવાની જહેમતમાં જિંદગી ગુજારતા (પણ જીવનને નીચે ને નીચે લઈ જતા) કમનસીબોની દાસ્તાન પૂરી કરવા પૂર્વે એક સરસ મજાની નજર સામે બનેલી

વાત કહી દેવાનું પ્રલોભન ટાળી શકતો નથી. મારા મોટા ભાઈના એક મિત્ર. અખૂટ પૈસા, એમના પિતાશ્રીના દાદાએ લીધેલા કોલાબાસ્થિત સુંદર ફ્લૅટમાં રહે. આજુબાજુ લીલુંછમ વાતાવરણ અને મોટાં વૃક્ષો. આ ભાઈએ પત્નીને વર્ષગાંઠ પર ભેટ આપવા સાત ફૂટ ઊંચો અને સાડાપાંચ ફૂટ લાંબો કલાત્મક અને સુંદર બારીક નકશીકામવાળો અસલી સીસમનો બનેલો જંગી 'ઍન્ટિક પીસ' લીધો, જેમાં જુદી જુદી સાઇઝના ગોખલાઓ. દરેક ગોખલામાં એક ઍન્ટિક પીસ. તમારી નજર ન ખસે. લાખોનો આવ્યો હશે.

પત્ની તો રાજીની રેડ. દોસ્તો, ઓળખીતાઓને જમવા બોલાવે ને એ દેખાડી મોટાઈ મારે, પરંતુ થોડાં અઠવાડિયાંમાં જ આ બિચારા ભાઈની કમબખ્તી બેઠી. પત્ની જીદ લઈ બેઠી કે આપણો હૉલ આ માટે નાનો પડે છે, એટલે નવો મોટો ફ્લૅટ લો. પેલો ના પાડે. રોજ થાય મારામારી. એવી અશાંતિ એના જીવન પર છવાઈ ગઈ કે આખરે બાપદાદાનું ઘર છોડવું પડ્યું. હવે શાંતિથી આ બહેનની માનસિકતાનું પૃથક્કરણ કરો. અહમ્, બડાશ અને વૈભવના દેખાડાની, ઘેલછાની આ ચરમસીમા હશે, પણ એ ઓછે અંશે આપણામાં તો નથી એનું નિરીક્ષણ કરો. અરે, સાદાઈમાં જે સૌંદર્ય છે એનો અંશ પણ ઐશ્વર્યનાં ઢોલ-વાજાંમાં નથી. એટલે જ કહું છું કે જેણે સાદી જીવનશૈલી અપનાવી એ જિંદગીનો જંગ જીતી ગયો.

રાણી રાસમણિના ચારિત્ર્યનું એક ઉત્તુંગ પાસું હતું એમની નીડરતા. નીડરતા એટલે માત્ર હિંમત નહિ. હિંમત તો અચાનક આવે. દા.ત. કોઈ ડૂબતા માણસને બચાવવા કૂદી પડવું. હિંમત કાયમી નથી હોતી. નીડરતા વ્યક્તિત્વ સાથે વણાઈ ગયેલી કાયમી વસ્તુ છે. મારા નમ્ર મત મુજબ એક મનુષ્યની શ્રદ્ધા, સત્યનિષ્ઠા, મહોબત, કરુણા, નમ્રતા, સંતોષ, સ્વસ્થતા વગેરે અમુક સ્તરે પહોંચે પછી નીડરતા એમાંથી આપોઆપ ઊગી નીકળે છે. આપણા સમયમાં ગાંધીજી આ હકીકતનું ઉચ્ચતમ દૃષ્ટાંત હતા. રાણીની નીડરતાનાં બે-ત્રણ દૃષ્ટાંત આપું.

રાણીના ઘર પાસે બ્રિટિશ સૈનિકોની કોઠી હતી. ૧૮૫૭ પછી આ સૈનિકોને જાણે પ્રજાને રંજાડવાનો, લૂંટવાનો પરવાનો મળી ગયો હતો. રાહદારીઓને તો રંજાડતા પણ કોઈ વાર ઘરોમાં ઘૂસી લૂંટ ચલાવતા. એક દિવસ રાણીના જમાઈએ બાલ્કનીમાંથી જોયું કે કેટલાક છાકટા ગોરા સૈનિકો એક રાહદારીને રંજાડતા હતા. એમણે પોતાના ચોકીદારોને આ બદમાશોને હાંકી કાઢવા કહ્યું. ઝપાઝપીમાં એક સૈનિક ઘાયલ થયો. એના સાથીદારો દોડીને બૅરેકમાં ગયા ને ત્યાંથી બીજા સૈનિકોને લાવી ચોકીદારોને માત કરી

રાણીના ઘર ઉપર હુમલો કર્યો.

રાણીએ ત્વરાએ ઘરના બધા જ માણસોને અને નોકરોને પાછલે દરવાજેથી ભગાવી દીધા અને પોતે ઘરના મંદિરના દરવાજા પર એની રક્ષા કરવા ખુલ્લી તલવારે ઊભી રહી. એમને મિલકતની પડી ન હતી. ચંડિકા આગળ જવાની કોઈની હિંમત ન ચાલી. ઘરમાં ખૂબ તોડફોડ કરી. દરમિયાન માથુરબાબુ બહારથી પાછા ફર્યા. પરિસ્થિતિ જોઈ બૅરેકના કમાન્ડર પાસે ગયા, જેણે આવી, બ્યૂગલ ફૂંકી સૈનિકોને પાછા બોલાવી લીધા. રાણીએ ૧૦ ચુનંદા બ્રિટિશ સૈનિકોને ઘરના ચોકીદાર બનાવ્યા, બ્રિટિશ અધિકારીઓ પાસે જઈ દોષિત સૈનિકોને સજા અપાવડાવી અને એમને થયેલાં નુકસાન પેટે સરકાર પાસેથી મોટી રકમ વસૂલ કરી.

એક દિવસ રાણી ગંગાસાગરની જાત્રાએ જતાં હતાં. રસ્તામાં ડાકુઓએ એમના વહાણ પર હુમલો કર્યો. ચાંચિયા અને રાણીના રક્ષકો વચ્ચે ગોળીબાર થયો, જેમાં એક ડાકુ ઘવાયો. રાણીને થયું કે આ તો નાહકનું લોહી રેડાવાનું. જોખમ ઉઠાવી વચ્ચે પડી એમણે બૂમ પાડી બધાને રોકી દીધા. ચાંચિયાના સરદારને એમના વહાણમાં આવી વાતચીત કરવા કહ્યું. ''તને શું જોઈએ છે ભાઈ?'' પેલો કહે, ''અમે ૧૨ છીએ ને અમને પૈસાની ખૂબ જરૂર છે.'' રાણી કહે કે હું પૈસા સાથે લઈને થોડી ફરું છું, પણ આવતી કાલે તમને રોકડા રૂપિયા ૧૨ હજાર પહોંચાડી દઈશ. વિશ્વાસ ન હોય તો મારો સોનાનો નેકલેસ લઈ જાઓ, પરંતુ રાણીને કોણ ન ઓળખે? પેલો હાથ જોડી કહે, ''મા, શરમાવો નહિ મને.'' અને બીજે દિવસે એને ૧૨ હજાર મળી ગયા.

દુર્ગાપૂજાના સમયે રાણી બધી જ વિધિઓ ધામધૂમથી કરાવતી. એમાં એક એવી કે ઢોલ, તાસાં, શરણાઈ સાથે પૂજારીઓ અને લોકો ગંગાકિનારે જઈ એક ચોક્કસ વિધિ કરતા. રસ્તામાં એક અંગ્રેજ સાહેબનું ઘર. એમની શાંતિમાં ખલેલ પડે. એમણે સત્તાવાર ફરિયાદ કરી, પણ બીજે દિવસે પણ રાણીએ કાર્યક્રમ ચાલુ રાખ્યો. ગોરાસાહેબે કોર્ટમાં કેસ કર્યો. રાણી હારી ગયાં. એમને ૫૦ રૂપિયાનો દંડ ભરવો પડ્યો.

જાન બજારથી બાબુ ઘાટ જતાં 'બાબુ' રસ્તાને બન્ને નાકે રાણીએ બૅરિકેડ મુકાવી રસ્તો બંધ કરી દીધો. ટ્રાફિક અટકી ગયો. સરકારે નોટિસ મોકલી. રાણીએ આ રસ્તાની માલિકી એની હતી એના દસ્તાવેજ રજૂ કર્યા. સરકાર લાચાર બની ગઈ. ગોરા અધિકારીઓએ આવી રાણીને હાથ જોડી વિનંતી કરી. પેલા દંડના ૫૦ રૂપિયા પાછા આપ્યા અને રાણીએ અવરોધો ઉઠાવી લીધા (અહીં બ્રિટિશરોની ન્યાયપ્રિયતા પ્રત્યે તમારું ધ્યાન ખેંચું છું. એ તો સર્વસત્તાધીશ હતા. ધારત તો રાણીને

હેરાનપરેશાન કરી મૂકત. (એમની પાસે આઇ.ટી., ઈ.ડી. ને સી.બી.આઇ. કરતાં હજાર ગણી વધુ શક્તિ હતી. હું માત્ર સરખામણી કરું છું).

કલકત્તાના ગરીબો અને ઉપેક્ષિતો એમના ઉપર આવતાં દર સંકટ વખતે રાણી સમક્ષ ધા નાખતા અને રાસમણિ બનતું બધું કરી છૂટતાં. એક જ દૃષ્ટાંત લઈએ. ગરીબ માછીમારો ગંગામાં માછલીઓ પકડી પોતાનાં પેટ ભરે. સરકારે એમના પર ટૅક્સ નાખ્યો. બિચારા પૈસા ક્યાંથી લાવે? એમણે વગદાર નાગરિકોની મદદ માગી. કલકત્તાના અગ્રગણ્ય શેઠિયાઓ કહે કે સરકાર માનવા તૈયાર નથી, તમે જ કહો, અમે શું કરીએ? તેઓ રાણી પાસે ગયા. રાણીએ ઊંડો વિચાર કરી એક યોજના તૈયાર કરી.

પ્રથમ તો એમણે રૂપિયા દસ હજાર આપી ધુસુરીથી મેટિયાબ્રુઝ સુધીની ગંગાનો ભાગ લીઝ પર ખરીદી લીધો. પછી માછીમારોને જાડી સાંકળોથી બન્ને બાજુઓને બંધ કરી દેવા કહ્યું : પરિણામ એ આવ્યું કે વેપારી ને સરકારી વહાણો નિર્ધારિત બંદરે પહોંચી ન શક્યાં. સરકારે અવરોધો હઠાવી દેવાનો હુકમ કાઢ્યો. રાણીએ જવાબ આપ્યો કે તમારા મોટાં વહાણો માછલીઓમાં આતંક ફેલાવે છે, જેના પરિણામે તેઓ સતત ભાગમભાગ કરતી હોવાથી ખૂબ જ ઓછાં ઈંડાં મૂકી શકે છે અને મારા માછીમારોને પૂરતી માછલીઓ મળતી નથી. આમ પણ ગંગાનો આ ભાગ મારો છે, જેમાં હું ગમે એ કરી શકું છું.

ગોરી સરકાર ફરી વાર લાચાર બની ગઈ. રાણી સાથે સમાધાન કરી લીધું કે લો આ તમે આપેલ લીઝના ૧૦ હજાર અને અમે માછીમારો પરનો ટૅક્સ ઉઠાવી લઈએ છીએ. કલકત્તાના લોકોએ રાણી ઉપર રચેલા એક ગીતનો સાર છે : 'રાણીમાના ઘોડાઓ અને ગાડી રસ્તા ઉપર નીકળે છે ત્યારે બ્રિટિશ સરકાર પણ રસ્તા વચ્ચે ઊભા રહેવાની હિંમત નથી કરતી.'

રાણીને સરકાર સામે પડકાર ફેંકવાની કે એની સાથે બાથ ભીડવાની ઇચ્છા કદી ન હતી, પરંતુ જ્યારે ગરીબો - લાચારોના હિતનો પ્રશ્ન આવતો ત્યારે એમની સંવેદના અને નીડરતા મેદાનમાં ઊતરતાં. હકીકતમાં, રેલ કે કૉલેરા જેવી આફતોના સમયે એ સામે ચાલી સરકારને એમનાં રાહતકાર્યમાં ઉદારતાથી મદદ કરતાં.

સંસારમાં કઈ તૈયારીઓ કર્યા પછી પડવું, સંસાર કેવી ભાવનાથી બાખૂબી નિભાવવો અને સમય-સમય પર કઈ રીતે સંસારના ચોંટેલા કાદવને ખંખેરતાં રહેવું એ જે પોતાના સંસારી શિષ્યોને ભગવાન રામકૃષ્ણ શીખવેલું એનાં થોડાં વર્ષો પૂર્વે આ બધું જ રાણી રાસમણિએ પોતાના જીવનમાં કરી દેખાડેલું. કેવો ઊંચો આત્મા હશે!

**[ક્રમશઃ]**

## સુગંધ થઈને મળીએ

☐ રઘુવીર ચૌધરી

પવન પડી ગયો છે-
પંખીનો માળો
ફૂલ નીચે ઢંકાઈ ગયો છે
બધી સુગંધ
તુલીસના ક્યારામાં ઠરી છે.
આંગણે નમેલી સાંજની છાયા છે
પછીતની બારીના છજા પર
વિસામો લેતો સૂરજ
સોનેરી થયો છે.

ગાયોનાં ધણ હજી સીમમાં છે.
ત્યાં નિશાળનો ઘંટ વાગ્યો
તે ઊડેલાં પંખીઓએ
આકાશ લહેરાવી દીધું.
આંગણાની છાયા રંગાઈ ગઈ
પવન પ્રગટ થયો
તુલસીના પાંદડે.
મોગરાની કળીએ
બેઉને થયું કે ચાલો
સુગંધ થઈને મળીએ.

## ગઝલ

☐ પ્રણવ કામિલ

નથી વસતા હવે એ ત્યાં આ બાબત ધ્યાનમાં રાખી,
હું મનને લાવ્યો છું એની ગલીથી રોજ સમજાવી.

મેં મારી કલ્પના મુજબ બનાવી એમની મૂરત,
વધુ સુંદર હતું કલ્પન, હકીકત બદસૂરત લાગી.

હૃદયમાં સંઘરી કડવા અનુભવ સારી દુનિયાના,
હું લઈને પ્રેમ નીકળ્યો છું વદન પર સ્મિત ચમકાવી.

અહીં કાળી હકીકતના અસુરો રોજ કનડે છે,
તો શાને બાળપણમાં વારતા પરીઓની સંભળાવી.

સવારે નવથી સાંજે પાંચ મૂકી જાતને ગિરવી,
હું રોજે પાછો આવું છું સ્વયંને થોડો ગુમાવી.

જતી વેળા જ એ લેતા ગયા સંભાવના સઘળી,
અને જોઈ રહ્યો છું હું હજુ એ રાહને તાકી.

યયાતિ જેમ દુનિયાનાં બધાં સુખ ભોગવા ઇચ્છું,
બીજી પળ થાય નીકળી જાઉં લૌકિક બંધનો ત્યાગી.

નગરમાં એક અફવા નીકળી છે કેશ ખોલીને,
અને લોકોય સૌ પાછળ ફરે છે લાળ ટપકાવી.

## બે કાવ્યો

☐ રામચન્દ્ર પટેલ

### લે, મૉલમાં

**(વસંત-મૃદંગ)**

ખાલી બહાર ફરવા નીકળ્યો, પહોંચ્યો
માર્કેટમાં : વિવિધ બિસ્કિટ, તેલ-ગૉળ
ચોખા, અનાજ, દૂધ-સાકર, શાકભાજી,
ચૅરી મળે, ફળફળાદિ દરાખ તાજી.

લેવા ફરે સહુ હું યે રખડું... મળે જો
મારી પસંદગીનું તો લઈ ચૂમું : મૉલ-માં
ખૂણા વળાંક નીરખી અટકું, ન ક્યાંય
સોના કપૂર મૃગ, હાથ ન લાગ્યું કાંઈ!

ત્યાં ક્યાંકથી ઊડતું સક્કરખોર પંખી
આવ્યું અડ્યું અડ્યું શિરે, ગયું ક્યાંક પાછું...
ચાંપેલ કંપ રસદાર ટકાઉ લાગ્યો.
ઊડી ઘડી વળગી મોહક ખાદ્ય ચીજો!

લે, મૉલમાં હું ભમું અર્પતી વસ્તુ તાણ,
કેવું ક્ષણાર્ધ પ્રજળ્યું રગ? ધન્ય પ્રાણ.

### દીક્ષા

**(વસંત-મૃદંગ)**

વર્ષો પછી થયું મને, વળી જાઉં પાછો?
જોવા મળે વતન, ખેતર ભૂમિગામની-
ને સાંભર્યાં જનમ બાદ રમ્યા હતા એ
રસ્તા વળાંક, ગૃહઆંગણ, ચૉક નાકાં.

ભાગોળ જોઈ, નહિ તોરણ કંઠ બાઝ્યું
તૂટેલ કૂપ... થયું ખાદરું... ના ચબૂતરો -
ચોરો : જણાય નહિ કો જણ, ભીંતભીંતડાં
મૂગાં, પછીત ઘરની પડછાય રૂએ...

દેરાસરે નહિ ધજા, બસ કાગ ઊડે...
સૂતો હતો શુનક, વાવ નજીક દેરડી
જોતાં જ દીપ, પ્રકટ્યો... ઝગી કંકુ અંગૂઠી,
ઊંડાણથી જળ ચડ્યું... વહ્યું કોક રુધિરે...

- દીક્ષા લઈ હું ઊપડ્યો, જીવ એક પ્હાણ,
આવ્યો નિહાળ અહીં વાદળ શિલ્પ જાણ.

# ચુંબનો

☐ રાધિકા પટેલ

ચુંબનો...
ઝરે જો પ્રિય આંખોમાંથી તો ઝીલી લઉં.
ગમતા અવાજમાં આંગળિયું ઝબકોળી
સિંચ્યા કરું- મારા કાનમાં.
લંબાવે જો હાથ તો ખંખેરી લઉં એની હથેળીમાંથી, થોડાં ઘણાં.
ઘાસાળી છાતીમાં હાથ નાખી ખેંચી લઉં મબલખ;
ભરી લઉં ચોરખિસ્સાં,
ચિતરાવી લઉં છૂંદણાંમાં,
નખધારી ચુંબનોને ખોડી દઉં - મારી પીઠ પર.
ખૂલી જાય અનારદ્રૂમના દરવાજા તો
અન્નનળી વાટે ઉતારી દઉં લોહીમાં,
ફરી.
*
શોધી રહી છું
લુપ્ત થયેલાં ચુંબનોને.
આંખ પર ઘસી રહી છું સ્મરણોને;
કદાચ, પ્રગટે કોઈ દીવામાં.
અવાજમાંથી સિંચ્યાં હતાં એ વહી ગયાં ખારી નદીમાં.
ચામડી નીચે છુપાવેલાં કદી,
હાથ નાખું તો ખિસ્સાં ખાલીખમ.
સુંવાળાં એ ટકી ના શક્યાં મારા ખભા પર.
ઊખડી ગયાં, પીઠ પરથી - નખધારી ચુંબનો.
કાન માડું તોય નથી સંભળાતાં લોહીમાં.
ચામડી પરથી આથમી ગયાં, ચળકતા ચાંદ.
દટાઈ ગયાં, ઘટનાઓના કાટમાળ નીચે.
કાચબાની પીઠ પરથી લપસી પડ્યાં - મૃતક
તળાવમાં.
ભસ્મીભૂત થયાં છે- ચેતનાના શાપથી.
દરિયા સુધી લંબાયેલાં દીર્ઘ ચુંબનોએ
છેવટે લઈ લીધી જળસમાધિ.
પાતાળમાંથી પણ લુપ્ત થયાં છે - એ
સૂક્ષ્મ... સૂક્ષ્મ... સૂક્ષ્મ...
ચુંબનો.
પર્વતોના ઢોળાવ પરથી ઊડી ગયેલાં પંખીઓ,
પાછાં ફરો...
પાછાં ફરો...
પાછાં ફરો...

## પહેલી મુલાકાત

### ☐ વિરાફ કાપડિયા

આજે સવારે સમયના દૂરબીનમાંથી
મેં તને પહેલી મુલાકાતમાં દીઠી-

નાનપણમાં પૂર્વના પહાડ પર
વાંસના સોનેરી પવનવનમાં
દુર્ગ મેં બનાવ્યો'તો,
દુર્ગની દીવાલો પર સપનાની તસવીરોનું
અજાયબ ઘર રચ્યું'તું.
ઊંચી નસ્લના અલબેલા અશ્વ પર
સવારી હું કરતો'તો,
અશ્વથી ઊતરીને જરીની જૂતી પહેરી
જાંબુ ને ફણસનાં ઝાડ
ને પદ્મસરોથી સજેલ તળેટીમાં વિચરતો'તો.

મકાઈના ખેતરની વાડ પર
સૂડાનું ઝુંડ ઊડી આવ્યું'તું.
લેંઘો ઊંચો કરી
ગોફણ પર નેમ ધરી
માંચડા પર ખડી ખડી
જોઈ તને, અટક્યું મન.
સ્પર્શીને દેહ તારો
વાતો પરિમલ પવન.

અશ્વ પર બેસાડી તને દુર્ગમાં લાવ્યો'તો.
ઊડણ તોખાર પર આગળ તું બેઠી'તી,
પવને કેશકલાપ પાછળ લહેરાવ્યો'તો.
કેશોને તારા, મેં મુખ પરથી હટાવી
નામ જ્યારે પૂછ્યું'તું,
ઘણા મૃદુ સ્વરમાં તેં
કવિતા બતાવ્યું'તું.
વાંસના પવનવનમાં વાગી'તી વાંસળી

આજે સવારે સમયના દૂરબીનમાંથી
મેં તને પહેલી મુલાકાતમાં દીઠી!

## ગઝલ

### ☐ દિનેશ કાનાણી

એમ ફૂંકો ફૂંકવાથી વાંસળી વાગે નહીં,
સૂર વિશે વાંચવાથી વાંસળી વાગે નહીં.

શબ્દ વિના સાચી ઓળખ આપવાની હોય છે,
તકતીઓને ટાંગવાથી વાંસળી વાગે નહીં.

સ્થિર થઈને પામવાના હોય ભીતરના અવાજ,
જ્યાં અને ત્યાં નાચવાથી વાંસળી વાગે નહીં.

છોડવાની હોય માયા ને મમતની ગાંસડી,
કંઠીઓને બાંધવાથી વાંસળી વાગે નહીં.

થાય જૂના તો વિચારોનેય પડતા મૂકવા,
એકનું એક ઘૂંટવાથી વાંસળી વાગે નહીં.

ઊર્મિઓની આંધી સાથે ડૂબીને તરવું પડે,
કૃષ્ણ સામે રાખવાથી વાંસળી વાગે નહીં.

## 'ગવરી ગોવાલણનું ગીત'

☐ પારુલ ખખ્ખર

ગવરી ગોવાલણને બાવનમું બેઠું ત્યાં ઊગી
ગ્યો લાલઘૂમ ખીલ
એ ખીલનાં લેજો ઓવારણાં
પગમાં કપાસી ને કેડ્યમાં કળતર છે તોય
રમે રાસડા ડિલ
એ ડિલનાં લેજો ઓવારણાં.

ગવરી ગોવાલણના ગાલમાં છે ઘૂના,
ભાભલા નાંખે કંઈ નિહાકા ઊના,
ઘૂને જુવાનડા પડતું મેલે ને ઓલ્યાં ટાબરિયાં
નાખે છે ગિલ,
એ ગિલનાં લેજો ઓવારણાં.

ગવરી ગોવાલણ જઈ સરવરિયે બેઠી,
તરસી હતી તો કરી સરવરિયે એંઠી,
ઊગ્યું ફટાક દઈ રાતું સરોજ અને ચોફરતે
ફેલાણી લીલ,
એ લીલનાં લેજો ઓવારણાં.

ગવરી ગોવાલણને જાગ્યા રે ઓરતા
દી થ્યા દિવાળી ને રાત્યું થઈ નોરતાં
તાણીને ખૂંટે બંધાણી'તી જાતે એ ઝંખે રે બે
દોરા ઢીલ,
એ ઢીલનાં લેજો ઓવારણાં.

ગવરી ગોવાલણને સોનાની કાંબિયું,
પાદરે ખોડેલી સુરધનની ખાંભિયું,
કેમ કરી ઉંબર ને ફળિયા ઠેકે બઈ ઘરચોળે
મારી છે કીલ,
એ કીલનાં લેજો ઓવારણાં.

ગવરી ગોવાલણ ગઈ અંદરના ઓરડે,
નાનકડું આભલું મોટેરા ખોરડે,
આભલામાં જાતને ધારીને જોઈ પછી ફોડ્યો
ટબ્બા જેવો ખીલ,
એ ખીલનાં લેજો ઓવારણાં.

*ડિલ = કાયા
*ઘૂનો = ઊંડા પાણીવાળી જગ્યા
*ભાભલા = ડોસા, વૃદ્ધો
*નિહાકા = નિસાસા
*ગિલ = માછલી પકડવાની કડી
*કાંબિયું = પગમાં પહેરવાનું કડું, શણગાર
*કીલ = નાનકડી ખીલી
*આભલું = અરીસો, આકાશ

## બે રચના

### ☐ પરબતકુમાર નાયી

### રે મારા પાદરની સુકાતી વાવ

રે મારા પાદરની સુકાતી વાવ, તારાં મધમીઠાં નીર હાય ખૂટ્યાં!
રે મારા પાદરની સુકાતી વાવ, તારા મારગથી પગલાં પણ છૂટ્યાં.

રે મારા પાદરની સુકાતી વાવ, તારી પનિહારી ઓગળી ગઈ?
રે મારા પાદરની સુકાતી વાવ, તારી વાયકાઓ વારતા થઈ.

રે મારા પાદરની સુકાતી વાવ, તારી પીડાના પ્હાડ કેમ તૂટે?
રે મારા પાદરની સુકાતી વાવ, તારો સૂનો સૂનકાર શેણે ખૂટે?

રે મારા પાદરની સુકાતી વાવ, તારી પગથારે કોણ દીવા કરશે?
રે મારા પાદરની સુકાતી વાવ, તારાં ઘેરાં અંધારાં કોણ હરશે?

રે મારા પાદરની સુકાતી વાવ, તારી પછવાડે પાળિયોય જર્જર.
રે મારા પાદરની સુકાતી વાવ, તારા ગોખલાની રેત ખરે ખરખર!

રે મારા પાદરની સુકાતી વાવ, તારી છાતીએ તિરાડ પડી શાની?
રે મારા પાદરની સુકાતી વાવ, તને રાખશેય કોણ હવે છાની?

રે મારા પાદરની સુકાતી વાવ, તારો લાખો વણજારો ગયો લાખનો.
રે મારા પાદરની સુકાતી વાવ, તેં તો ખોયો જમાનો આખો શાખનો.

### છોકરીનું મન

એમ છોકરીનું મન ક્યાંથી જાણીએ?
છોકરીનું મન એ તો દરિયો અતાગ, એમાં ડૂબકી મારીને જરા માણીએ.

છોકરાને તાગવી છે તળિયાંની રેત, કશો જાદુ દેખાય એવા લોભે,
છોકરીની મુઠ્ઠીમાં શંખલાં ને છીપલાંય મોતીથી અદકેરાં શોભે,
આછે અણસારે જે માછલી વીંધાય એને તીરનાં નિશાન શીદ તાણીએ?

કોઈ વાર છોકરીને એવુંય થાતું કે ચાલ જઈ બેસું કૂવાને કાંઠે.
ઓરડાથી, ઉંબરથી, દૂર જઈને જોઉં કે બાંધ્યું શું કમખાની ગાંઠે?
ખોલીને ગાંઠ ઝીણી આંખથી જુએ તો એની પાંપણ છલકાઈ જતી પાણીએ.

## કોલારાડો (નદી, -ગ્રાન્ડ કેન્યન)

□ વસંત જોષી

તું જ અમારી મા
તારા ખોળે ઊછરી અમારી આ હુલાપાઈ* સંસ્કૃતિ
રમતાં, કૂદતાં, ઊછળતાં, અમારી પેઢીઓને પોષતી
અમારાં બાવડાંના બળમાં
અને આંખમાં તગતગે છે તારાં પાણી
પર્વતોની ગોદમાં
ને જોશુઆ*ના તરપખડે
જાળવ્યો છે તારો વારસો
તું અમારી હૂંફાળી ગોદ

તે કયા અને કોના અભિશાપે
આમ ઊતરી ગઈ પાતાળમાં?
ખળખળ તો ત્યાંય વહે છે
સુસવાતા પવનો કોતરી નાખે છે જમીનો
કોતરોમાંથી ખરતી જાય છે અમારી પેઢીઓ
આ મરુભૂમિના વેરાન પટ પર.
કોણ હોય તારી પાસે?
કોણ હોય તારી સાથે?

હુલાપાઈ જાણે છે એ ઇતિહાસને
સમયના સુસવાટામાં તારું એક બાળ*
ખોવાઈ ગયું છે આ રણમાં
હવે તેર કબીલા છે તારી ગોદમાં
સમતલ વહેતાં વહેતાં આ કોતરોની કહાણી
કેવળ તું જ જાણે છે
તું જાણે છે જીવનશક્તિના સ્રોત
હવા, પાણી, જમીન, વૃક્ષ, પશુ, પંખી
વિશાળ આકાશના તારકો
પાઇન સ્પ્રિંગ અને બ્લૂ-ગ્રીન પાણીના પ્રદેશેથી
અહીં કોતરો વચ્ચે વહેવું એટલે શું?

તે તું જ જાણે છે
તારી ઉત્તર-દક્ષિણની ગતિના અમે સાક્ષી
છીએ
દયિતા, માતા તારા ઊંડાણના પટે
હવે તો ઊતરે છે હેલિકૉપ્ટરો
તારા પ્રવાહમાં નૌકાવિહાર પણ.

અમે તો પર્વતો ઊતરી
દૂર દૂર તારે કાંઠે જ વસીએ
મા જાળવજે આ બચી ગયેલાં તારાં સંતાનોને
ઊંડે ઊંડે ઊતરતાં પહેલાં
એક નજર કરજે અહીં
નત મસ્તકે ઊભેલા
હુલાપાઈ તરફ.

**- ગ્રાન્ડ કેન્યાન, એરિઝોના, મે-૨૦૨૨**

---

*હુલાપાઈ-નેટિવ અમેરિકન, એક પ્રજાતિ,
*બાળ-નેટિવ અમેરિકનની ચૌદ જાતિમાંથી એક પ્રજાતિ નામશેષ થઈ ગઈ છે.
*જોશુઆ-અરિઝોનાના રણમાં થતું, ઝાંખું પાંખું વૃક્ષ

## ગઝલ

☐ માધવ આસ્તિક

તમારી આંખ જો થઈ જાય સરવર,
અમારું ડૂબવું થઈ જાય અવસર.

હરીફાઈમાં અમને ચાહવાની,
ઉદાસી દઈ શકે છે તમને ટક્કર!

હું તારી પાસે બેસું ત્યારે લાગે,
બધુંયે સાંભળે છે યાર ઈશ્વર.

પછી ગિરનાર સાથે આવવાનો,
કદી ત્યાંથી લઈને આવો કંકર.

હતો બહુ સ્પષ્ટ ઉત્તર એ તરફથી,
હતો નહિ પત્રમાં એકેય અક્ષર.

પછી સુગંધમાં સોનું ભળે છે,
તું જ્યારે છાંટે છે હળવેથી અત્તર.

ખબર નહિ સાંજ થાતાં કોણ ફેંકે?
અમારા ઘર તરફ સ્મરણોના પથ્થર.

## તળાજી*ને કાંઠે

☐ અનિરુદ્ધસિંહ ગોહિલ

અહોરાત જાગી, તળાજીને કાંઠે
તરસને ય તાગી, તળાજીને કાંઠે

જપું ના જપું તો ય જાપો જપાતાં,
અજબ ધૂન લાગી, તળાજીને કાંઠે

હજી નામ નરસિંહનું સ્હેજ લીધું,
ને કરતાલ વાગી, તળાજીને કાંઠે

મળે જન્મ એભલ તણો એ જ માગ્યું,
ને તલવાર માગી, તળાજીને કાંઠે

ગિરિ તાલધ્વજના શિખર પર પહોંચી,
હુઆ મન વિરાગી, તળાજીને કાંઠે

*જેને કાંઠે તળાજા ગામ વસેલું છે તે નદી.



# સામે-

☐ રવીન્દ્ર પારેખ

**પ**હેલાં તો રશ્મિને ખ્યાલ જ ન આવ્યો કે-

એટલી ઊંઘ આવતી હતી કે ઊભી-ઊભી જ ઊંઘતી હોય એવું લાગ્યું. એક તો ઠંડી ને ઉપરથી પ્રેશર! ક્યાંય સુધી તો એમ જ પડી રહી, પછી લાગ્યું કે નહીં જ રોકાય એટલે માંડ ઊઠી. રૂમની લાઇટ કરી. ટ્યૂબલાઇટ થતાં જ આંખ આગળ આડો હાથ ધરતાં નિખિલ બબડ્યો, 'અરે, યાર! લાઇટ બંધ કર ને! ઊંઘતી નથી ને ઊંઘવાય દેતી નથી.'

'મને પણ જાગવાનો શોખ નથી, સમજ્યો!' રશ્મિ તડૂકી.

'અત્યારે શું વેપલો કરવા ઊઠી!'

'વૉશરૂમ જવું છે, જવાય?'

'તેમાં લાઇટ કરવાની શું જરૂર? વૉશરૂમ જોયો નથી?'

રશ્મિએ પાસે પડેલું ઓશીકું માર્યું નિખિલને. એ હડબડીને બેઠો થઈ ગયો, 'વૉશરૂમ જતાં પહેલાં હસબંડને ફટકારવો એવું ક્યાંય લખ્યું છે?'

'તારી સાથે કોણ જીભાજોડી કરે?' બોલતી રશ્મિ વૉશરૂમમાં ભરાઈ. નિખિલ પાછો પથારીમાં પડ્યો ને ઓશીકું આંખો પર મૂકીને ઊંઘવા મથ્યો.

જરા વારે રશ્મિ બહાર આવી અને બેડ તરફ આવવા નીકળી ત્યાં અરીસા પર નજર પડી.

નજર ઠરે-ઠરે તે પહેલાં તો ત્યાંથી ખસી ગઈ. ખસી તેવી જ તીવ્રતાથી તેણે ડોકી પાછળ લંબાવી. અરીસા તરફ સેટ કરી. કદાચને ઉતાવળમાં અરીસો બરાબર જોવાયો નહીં હોય એમ માની ફરી અરીસામાં જોયું ને તેનાથી ચીસ પડી ગઈ. નિખિલ ચમક્યો. જોયું તો રશ્મિ અરીસા સામે જોઈને ધ્રૂજી રહી હતી. તેણે પડ્યે-પડ્યે જ કહ્યું, 'સૂઈ જાને, યાર! સવાર સુધી ત્યાં જ ઊભી રહેવાની છે?'

- ત્યાં તો રશ્મિ રડતી હોય એવું લાગ્યું. નિખિલને ચિંતા થઈ. તે ઊભો થયો અને તેની પાસે જવા ગયો, પણ કશુંક વિચારતી રશ્મિ જ તેની તરફ આવી ગઈ. 'કેમ રડતી હતી?' એવું કશુંક નિખિલ પૂછવા ગયો ત્યાં તો આંખો લૂછતી રશ્મિ બેડ પર પડી. નિખિલ હજી ત્યાં જ ઊભો હતો, તે જોઈને તેણે સામે પૂછ્યું, 'કેમ સૂવું નથી?'

નિખિલ બેડ પર આવ્યો અને સોંસરું પૂછ્યું, 'રડી, કેમ?'

રશ્મિએ નિખિલ સામે જોયું ને હસી દેતાં કહ્યું, 'કૈં નથી.'

'તો રડી કેમ?'

'હસી પણ ખરી ને!'

'તો હસી કેમ, તે કહે.'

'હસાય પણ નહીં?'

નિખિલ સમજી ગયો કે રશ્મિ કશુંક છુપાવી રહી છે ને હમણાં તે કશું કહેવા માગતી નથી. તેને ખાતરી હતી કે તે જેમ-જેમ પૂછશે, તેમ-તેમ રશ્મિ વધારે છુપાવશે એટલે આગળ કંઈ ન પૂછતાં તે પડખું ફરીને સૂઈ ગયો ને રશ્મિ જાગતી પડી રહી.

સવારે ઊઠી ત્યારે તેને લાગ્યું કે આંખો ભારે છે. નિખિલ ઊઠીને 9.10ની લોકલ પકડવા નીકળી ગયો હોય એવું લાગ્યું, કારણ સામેના વૉલ-ક્લૉકમાં સાડાનવનો ટકોરો તાજો જ પડ્યો હતો. આમ તો તે જતાં પહેલાં રશ્મિને ઉઠાડતો જતો, પણ આજે તેણે રશ્મિને ઉઠાડી નહીં. જ્યારે પણ રશ્મિ મોડે સુધી જાગતી કશુંક લખતી રહેતી તો નિખિલ સવારે જતી વખતે ઉઠાડતો નહીં. જાતે જ ચા પીને, તૈયાર થઈને

નીકળી જતો. પછી રશ્મિ ઊઠતી ને તપેલીમાંની ચા ગરમ કરીને પીવામાં પડતી. કોઈ વાર વધારે મોડું થતું, તો બીજી ચા તે જાતે મૂકતી, પણ આજે તેને ઊઠવાનું મન ન હતું. નિખિલ તો પછી સૂઈ ગયો હતો, પણ રશ્મિને ઊંઘ આવી ન હતી ને પોતાને પણ ખબર ન પડે એમ એની આંખો વરસતી રહી હતી. રશ્મિ બેઠી થઈ. કોઈ પડદો ખસેડે ને બહારનો તડકો ખૂલવા ન દે એમ આંખો ખૂલતી ન હતી. તેને લાગ્યું કે આંખો લાલ થઈ ગઈ છે. તે ઊભી થઈ અને અરીસા સુધી આવી ને એકદમ પાછી ફરી ગઈ. તે ફરીથી અરીસાનો સામનો કરવા તૈયાર ન હતી. રાત્રે જે થયું હતું તે અરીસા સુધી ન જવા માટે પૂરતું હતું. અરીસા સુધી જવાનું તેને મન જ ન થયું. મન થવા કરતાંય કદાચ ડર પેસી ગયો હતો. તેને થયું પણ ખરું કે રોજની જ વાત હતી. અત્યાર સુધી કંઈ થયું ન હતું ને કંઈ થાય એમ જ ન હતું, તો ડરવાનું...

તે મક્કમ થાય કે ન થાય, તેણે ઊઠવાનું તો હતું જ ને બારીઓ સુધી પણ જવાનું હતું.

જેવી તે બારીઓ ખોલવા લાગી કે તેને ડ્રેસિંગ ટેબલનો અરીસો યાદ આવ્યો. એ તરફ જોવું કે નહીં એ, તે નક્કી ન કરી શકી. તેને એમ પણ થયું કે બધા અરીસા સરખા નથી હોતા, બને કે ડ્રેસિંગ ટેબલનો અરીસો...

પણ તેની હિંમત ન થઈ, ડ્રેસિંગ ટેબલ તરફ પાછું વળીને જોવાની! તે જાત બચાવતી બેડરૂમની બહાર નીકળી આવી.

તેને થયું તો ખરું કે આટલા સંકોચાવાની જરૂર જ શી છે? બને કે ઊંઘને કારણે રાત્રે બહુ ખબર ન પડી હોય. બને કે એવું કશું હોય જ નહીં ને એ અમસ્તી જ ગભરાયા કરતી હોય. બને કે...

બને તો એવું પણ કે ગભરાવા જેવું જ હોય. એ જાય ડ્રેસિંગ ટેબલ તરફ અને...

ના, ના! ત્યાં તો ન જ જવાય : તેને થયું.

સાંજે નિખિલ આવ્યો ત્યારે રશ્મિ ગૅસ પર આંધણ મૂકતી હતી. બપોરે તેને ખાવાનું મન તો હતું, પણ ભાત મૂક્યો ન હતો. ઇન્ફેક્ટ તેણે ગૅસ જ ચાલુ કર્યો ન હતો. સવારની ચા પણ ગરમ કરી ન હતી ને થોડી વાર પર જ તેણે સિંકમાં ઢોળી દીધી હતી. નિખિલે બૅગ ટેબલ પર મૂકી અને બટરસ્કૉચનું ફૅમિલી પૅક ડીપ-ફ્રિજમાં મૂક્યું. એ પછી એ સીધો કિચનમાં ઘૂસ્યો. રશ્મિને બંને ખભે હાથ મૂકી, તેને પોતાની તરફ ફેરવી ને બહારની તરફ ખેંચી. રશ્મિ બબડી, 'અરે, ગૅસ તો બંધ કરવા દે.'

ગૅસનો નોબ ફેરવતાં નિખિલ બોલ્યો, 'તું તૈયાર થઈ જા, આજે બહાર જમવું છે.'

'પણ મેં આંધણ મૂકી દીધું છે.'

'આંધણ જ મૂક્યું છે ને? ઢોળી દે.'

નિખિલે જ સાણસીથી તપેલી ઊંચકી ને સિંકમાં ઊંધી વાળી દીધી. રશ્મિને લઈને તે બહાર આવ્યો ને સામેની ખુરશી પર બેસાડતાં બોલ્યો, 'આજે નાહી પણ નથી લાગતી. રડી હોય તેવું ડાચું છે. શું થયું છે, કાલ રાતનું?'

રશ્મિ પરાણે હસી, 'પહેલાં એ કહે કે ક્યાં જવું છે? મારે નહાવુંય પડશે.'

'કૈં જરૂર નથી. ફટાફટ તૈયાર થા. સ્પ્રે છાંટ થોડું. કોઈ જોવાનું નથી.'

'અરે! હમણાં જ આવું, નાહી ને!' બોલતી એ કંઈ પણ સાંભળ્યા વગર બાથરૂમમાં ભરાઈ ગઈ. નિખિલ જાણતો હતો કે એ નાહ્યા વગર નહીં જ આવે. એણે વૉશબેઝિનમાં મોઢું ધરી નળ ચાલુ કર્યો. પાણી ચહેરે પડવા દીધું ને નૅપ્કિનથી ચહેરો ઘસી કાઢ્યો. વૉર્ડરોબમાંથી વ્હાઇટ ચેક્સનું શર્ટ કાઢ્યું અને બદલી લીધું. નવું પૅન્ટ પહેરવાનું મન થયું, પછી પહેરેલા પૅન્ટને હાથથી ઝાપટીને બોલ્યો, 'ચાલશે.'

સદ્યસ્નાતા રશ્મિ બહાર આવી અને સાડી ઠીક કરતી ઉતાવળે ડ્રેસિંગ ટેબલ તરફ ગઈ. વાળ ઓળતી અરીસા સામે આવી ને કાંસકો ફેરવતાં...

પહાડ જેવો ધ્રાસકો પડ્યો, 'નો!' બોલતી એ રડતી-રડતી નિખિલને જોરથી વળગી પડી. નિખિલને સમજાયું નહીં કે રશ્મિ કરે છે શું? આટલું તો એ ક્યારેય રડતી ન હતી. તેણે રશ્મિનો ચહેરો ઊંચો કર્યો. ધ્રુસકે ચડી ગઈ હતી. નિખિલે તેને બેડ પર બેસાડી. તેનો ચહેરો લૂછ્યો ને એકદમ સામે રાખીને સોંસરું પૂછ્યું, 'શું છે? શું થયું છે?' ફ્રિજમાંથી બૉટલ કાઢી તેની સામે ધરી. રશ્મિએ પાણી પીધું ને બૉટલ બંધ કરતાં નિખિલની સામે જોયું. તે હજી રડતી હતી. નિખિલે વહાલથી તેને ચહેરે હાથ ફેરવતાં કહ્યું, 'કાલનું કૈં થયું છે, પણ બોલતી નથી, બોલ ને!'

રશ્મિએ સાડીથી ચહેરો લૂછ્યો. આછું મલકી, 'બોલું છું, પણ તું મારી વાત માનવાનો નથી.'

'તું બોલ તો ખરી.'

'હું મને દેખાતી નથી.'

'રબીશ!' નિખિલ ઊભો થઈ ગયો, 'તૈયાર થા! મોડું થાય છે.'

'નથી માનતો ને!'

'તું તૈયાર થાય છે કે હું જમી આવું?'

'મને મૂકીને જઈશ?'

'તો ઊઠ ને!'

'હું સાચું જ કહું છું, અરીસામાં હું મને દેખાતી...'

રડી પડી રશ્મિ.

નિખિલ બેસી પડ્યો, 'શું બોલે છે?'

'હા, કાલ રાતથી હું મને દેખાતી નથી.'

નિખિલે તેને માથે વહાલથી હાથ ફેરવ્યો, 'અરે, મારી ગાંડી! એવું ન હોય!'

'એવું જ છે, ડિયર!' રશ્મિનું ડૂસકું રોકાતું ન હતું.

નિખિલ ઊભો થઈ ગયો. તેણે રશ્મિને બાવડેથી ઊભી કરી ને અરીસા તરફ ખેંચી, 'બતાવ મને કે શું નથી દેખાતી?'

રશ્મિને ડ્રેસિંગ ટેબલના અરીસા સામે ઊભી કરી દીધી. રશ્મિએ આંખે હથેળી દાબી દીધી તે નિખિલે ખસેડી, 'જો, સામે! દેખાય છે?'

રશ્મિએ હાથ ખસેડીને બીતાં-બીતાં સામે જોયું તો એ અને નિખિલ...

'પણ, હું અત્યારે વાળ ઓળવા ઊભી રહી તો ન દેખાઈ.'

'તું ભીંત સામે ઊભી હશે.'

નિખિલ હસ્યો. તેણે ફરીથી રશ્મિને અરીસો બતાવ્યો. 'જોઈ લે, બરાબર! તું જ છે ને?'

'હા, હું જ છું.'

0 0 0

'એવું કેમ છે કે ખોટાં આંસુ પણ ખરી આંખમાંથી જ નીકળે છે?'

સોફામાં ઠલવાઈ જતાં નિખિલ બોલ્યો. રશ્મિ તેની બાજુમાં જ ગોઠવાઈ. તેને સમજાયું નહીં કે શું જવાબ આપવો. એમ પણ લાગ્યું કે જવાબ મેળવવા સવાલ પુછાયો નથી. ઘડીભર તો થયું કે સૂઈ જવું જોઈએ, પણ નિખિલ તેને જ ઘૂરી રહ્યો હતો. રશ્મિને એકદમ સ્ટ્રાઇક થયું કે આ પુછાયું નથી, પણ સંભળાવાયું છે.

'તારું એમ કહેવું છે કે હું મગરનાં... નહીં, મગરીનાં આંસુ વહાવું છું?'

'અરે, મેં તો એમ જ પૂછ્યું.' બગાસું ખાતાં નિખિલ બોલ્યો, 'યાર, મોડું થઈ ગયું છે. સૂઈ જઈએ.'

'ના, તને એમ જ છે કે હું ખોટું રડું છું.'

'લલ્લુ, તું રડે છે જ ક્યારે કે ખરું-ખોટું કરવું પડે! આ તો કાલ રાત્રે જરા ઝરપી, બાકી...'

'નિખિલ, સાચું કહું છું, હું ખરેખર જ નથી દેખાતી.'

'નૉટ અગેન, પ્લીઝ! આપણે બહાર ગયાં ત્યારે આરસીમાં દેખાઈ હતી ને?'

'હા, પણ કાલે નો'તી દેખાઈ.'

'એ કાલની વાત હતી.' એકદમ રશ્મિને અરીસા સામે ખડી કરી દેતાં નિખિલ બોલ્યો, 'ને આ આજની વાત છે. છે ને?'

રશ્મિએ હકારમાં ડોકું ધુણાવ્યું. નિખિલે તેના ગાલ પંપાળતાં કહ્યું, 'હવે સાડી તું બદલે છે કે હું બદલાવું?'

'મને બદલતાં આવડે છે.'

'તો જલદી આવ!'

'આવી...' બોલતી તેણે બંગડીઓ કબાટના ડ્રોઅરમાં મૂકી અને નાઇટી લઈને ડ્રેસિંગ ટેબલ તરફ મોં ફેરવ્યું. જોયું તો અરીસો ખાલી હતો. તેણે અરીસા તરફ હાથના પંજાઓ એમ માર્યા, કેમ જાણે કાચમાંથી પ્રતિબિંબ નીકળી આવવાનું હોય! તેણે પોતાના

ગાલ, મોં ચકાસી લીધાં. હથેળીને ચહેરો સ્પર્શાયો તો ખરો. તો, આયનાને શું વાંધો પડ્યો હતો! કેમ એ ચહેરો બતાવતો ન હતો? શું કરવું તે તેને ન સમજાયું. એકદમ તેણે ચીસ પાડી, 'નિખિલ!'

નિખિલ દોડતો બારણાં પાસે આવ્યો, 'શું થયું?'

રશ્મિએ ઝળઝળિયાળી આંખે અરીસા સામે આંગળી ચીંધી, 'નથી દેખાતી.'

'શું બકવાસ કરે છે.' બોલતો એ પાસે આવ્યો અને અરીસા સામે જોયું તો રશ્મિ દેખાઈ. રશ્મિ ચમકી ગઈ. તો ન દેખાઈ તે શું હતું? તેણે નિખિલને કહ્યું, 'હું ખરેખર જ નથી દેખાતી, નિખિલ!'

'તો અત્યારે કેમ દેખાય છે?'

'નથી ખબર, પણ હું સાચું જ કહું છું. ટ્રસ્ટ મી-'

'કેવી રીતે ટ્રસ્ટ કરું? તું કહે છે કે નથી દેખાતી તો અત્યારે દેખાય છે તેનું શું?'

'હું જૂઠું નથી કહેતી, નિખુ...'

'એક કામ કરીએ. તું અરીસા સામે જ ઊભી રહે. હું ખસી જાઉં છું.'

નિખિલે ખસી જતાં પૂછ્યું. 'હવે દેખાય છે?'

ચીસ જેવા અવાજે રશ્મિએ કહ્યું, 'ના...'

'ત્યાં જ થોભ!' બોલતો નિખિલ તેની અડોઅડ આવીને ઊભો રહ્યો, 'હવે?'

રશ્મિ દેખાતી હતી. તેને બતાવતાં કહ્યું, 'આનો સાદો અર્થ એટલો છે કે મને અવગણીશ તો દેખાઈશ નહીં.' તે હસ્યો, 'મને સાથે ને સાથે રાખ, નહીં તો તારું પડીકું વળી જશે.'

ધબ્બો મારતાં રશ્મિ બોલી, 'મશ્કરી કરે છે?'

'તું જ જોને! હું છું તો દેખાય છે, બાકી તારો તો કોઈ ક્લાસ જ નથી!'

રશ્મિએ અરીસા સામેથી ખસી જતાં પૂછ્યું, 'તું દેખાય છે?'

'હું તો દેખાઉં જ છું.'

'તો હું કેમ નથી દેખાતી?' રડી દેવાયું એનાથી. નિખિલે તેને ચહેરે હાથ ફેરવતાં કહ્યું, 'ગાંડી, તને વહેમ ભરાઈ પેઠો છે, બાકી મારી સાથે દેખાય ને એકલી હોય ત્યારે ન દેખાય એવું બને કઈ રીતે?'

'આ વહેમ નથી, નિખિલ!'

'કાલે ડૉ. ભણસાળીને બતાવી આવીએ.'

'મતલબ કે હું ગાંડી થઈ ગઈ છું...'

'સાઇકિયાટ્રિસ્ટને બતાવીએ એમાં ગાંડી થઈ જાય? જરા તો મગજ ચલાવ.'

'મતલબ કે મારું મગજ નથી ચાલતું, એમ જ ને?'

બે હાથ જોડીને નિખિલ બોલ્યો, 'દયા કર! મારું નથી ચાલતું, પછી છે કૈં? હમણાં સૂઈ જા, કાલે વાત!'

0 0 0

જાગી ત્યારે દિવસ ચડી ચૂક્યો હતો. રશ્મિ સફાળી બેઠી થઈ ગઈ. હાથ ઊંચા કરી આળસ મરડી. મોં થપથપાવી હળવું બગાસું ખાધું. બેડ પરથી ઊતરી. અરીસા સામે આવી. ન દેખાઈ. એક પ્રકારની ગૂંગળામણ અનુભવાઈ. કોઈએ મોઢે પ્લાસ્ટિક વીંટી દીધું હોય ને શ્વાસ લેવાની તકલીફ પડતી હોય એવી! એમ લાગ્યું જાણે સામે કશું નથી. ના, સાવ એવું પણ ન હતું. બીજું બધું તો દેખાતું હતું. એકદમ તેણે બારી ખોલી નાખી. પાછળનું આકાશ અરીસામાં પડઘાયું. અજવાળું વધી ગયું. સારું લાગ્યું. તેણે બળપૂર્વક પોતાને જોવાની કોશિશ કરી. પીઓપીની છત દેખાતી હતી, પાછળના કબાટનો ટુકડો પણ ચળકતો હતો. એટલું હતું કે પોતાના હોવાને લઈને કબાટનો જેટલો ટુકડો દેખાવો ન જોઈએ તે દેખાતો હતો. તેને થયું : એટલી પોતે પારદર્શી થઈ, બીજું શું? આકાશ અને અરીસા વચ્ચે પોતે હતી તેટલી જ ન હતી, પણ બહાર તો હતી જ ને! અરીસો તેને ભૂંસી શકતો ન હતો.

તેને બ્રશ કરવાનો વિચાર આવ્યો, પણ માંડી વાળ્યો. બેઝિનમાં પાણી ચાલુ કર્યું. ચહેરા પર છાલકો મારી. અરીસામાં જોઈને ન દેખાતો ચહેરો નૅપ્કિનથી લૂછ્યો. સારું લાગ્યું. સોફા પર પડવાની હોય તેમ બેઠી. બેસતાં જ લાગ્યું કે કંઈ ખૂંચ્યું. હાથ પાછળ સરકાવીને રિમોટ બહાર કાઢ્યું. એમ જ દબાવ્યું. ટીવી ચાલુ થયું. જીએસટી વધવાના અને બધું મોંઘું થવાના સમાચાર ઍન્કર ખોટી ગુજરાતીમાં આપતો હતો. તેને થયું : જીવન સિવાય બધું જ મોંઘું હતું. રશ્મિએ ચૅનલ બદલી. મહાભારત ચાલતું હતું. દ્રોણે યુધિષ્ઠિરને પૂછ્યું, 'શું દેખાય છે?'

'ગુરુજી, મને આકાશ, વૃક્ષ, પંખી... બધું દેખાય છે.'

ગુરુએ કહ્યું, 'રહેવા દે.'

પછી અર્જુન સામે જોતાં કહ્યું, 'તું આવ.'

અર્જુન આગળ આવ્યો. ગુરુને તેણે પ્રણામ કર્યા ને ધનુષ પર બાણ ચડાવ્યું, ત્યાં જ ગુરુએ પૂછ્યું, 'શું દેખાય છે?'

'ગુરુજી, મને પક્ષી... નહીં, એની આંખ જ દેખાય છે.'

રશ્મિને ગમ્મત કરવાનું સૂઝ્યું : મૂરખ છે. આકાશ છે, ઝાડ છે તે નથી દેખાતાં ને પક્ષીની આંખ જ... ને મને જો! હું અરીસામાં જ નથી દેખાતી, બાકી બધે જ...

અર્જુને પક્ષીની આંખ વીંધી નાખી. એ એકલો જ એવો હતો જે બધું હોવા છતાં માત્ર, પક્ષીની આંખ જ જોતો હતો ને...

મોબાઇલની રિંગ વાગી. રશ્મિએ સ્ક્રીન પર જોયું. નિખિલ હતો, 'બોલ!'

'ડૉક્ટર પાસે જવું છે?'

તીર જેવો જવાબ છૂટ્યો, 'ના!'

'સારું.'

'કૈં લાવવું છે?'

'ના...'

'નારાજ છે?'

'ના.'

'શું કરે છે?'

'ટીવી જોતી હતી.'

'આરસી સામે છે?'

'ના.'

'બહુ જો, જો ના કરતી.'

'દેખાતી જ નથી તો જોઈને શું કરું?'

'હોય તો, તો દેખાય જ ને!'

'એ જ! હોઉં તો, તો દેખાઉં જ ને! પણ નથી દેખાતી. એનો અર્થ એ કે...'

0 0 0

સાંજે જ્યારે નિખિલ આવ્યો ત્યારે રશ્મિ અરીસાથી થોડે દૂર જ ઊભી હતી. તેણે સ્વિચ ઑન કરી અને બહારનું આકાશ હોલવાઈ ગયું. નિખિલે તેને પાછળથી આવીને હળવેથી બાથમાં લીધી. રશ્મિએ હાથ પાછળ લંબાવી નિખિલને ચહેરે હાથ ફેરવ્યો. નિખિલે તેને અરીસા સામે લાવીને ઊભી કરી, 'દેખાય છે?'

'તું હોય છે ત્યારે જ દેખાઉં છું.'

'હું છું જ ને! ક્યાં જવાનો હતો?'

'નથી હોતો ત્યારે એકલી હોઉં છું.'

'ને એકલી હોય છે ત્યારે નથી દેખાતી. છોડને એ વાત જ! નથી દેખાતી તો કાચું ખાય છે? આ મારી સામે આટલી બધી છે, રૂમમાં છે, બહાર છે, હોટેલમાં... પાર્ટીમાં... બધે જ છે...'

'નથી તો આરસીમાં!' અફસોસ છતો થઈ ગયો.

'આરસીમાંય છે જ! આ અત્યારે દેખાય જ છે ને! સાચું કહું? તને વહેમ ભરાઈ પેઠો છે કે નથી દેખાતી, બાકી એવું કશું નથી.'

'એમ હશે.' હથિયાર હેઠાં મૂકતી હોય તેમ રશ્મિ સોફા પર બેસી પડી. નિખિલ તેની પાસે બેઠો. તેનો ચહેરો પોતાની તરફ ઊંચો કરતાં બોલ્યો, 'મારી સામે જો! દેખાય છે મારી આંખોમાં?'

રશ્મિને હસવું આવ્યું, 'એમાં તો દેખાઉં જ ને! તું સાથે ને સામે છે, પછી?'

'સારું, હું જરા ફ્રેશ થઈ આવું,' બોલતો એ વૉશરૂમ તરફ ગયો.

રશ્મિ ખૂબ થાકી હોય તેમ તેણે માથું સોફા પર ટેકવી દીધું. તેને થયું: નિખિલને કઈ રીતે સમજાવવું કે એ એકલી હોય છે ત્યારે અરીસામાં નથી જ દેખાતી. ખરેખર, એવું સત્ય જે વ્યક્તિ એકલી જ જાણતી હોય ને તે બતાવી શકાય એમ ન હોય તો પુરવાર કરવાનું... અર્જુન પાસે એ તીર હતું જે સાબિત કરી શક્યું કે બધું હોવા છતાં તેને આંખ જ દેખાતી હતી.

પણ તીર ન હોય ને આંખ જ દેખાતી હોય ત્યારે કેમ સાબિત કરવું કે આંખ જ...

❑❑❑



# કૃષ્ણ છાટપાર

☐ ગુલામમોહમ્મદ શેખ

**સ્વ**ભાવે ટેકીલો પણ જરા અકડુ અને દેખાવે કોશ ગળી હોય એવો સીધો, ટટ્ટાર. ધારદાર નાક અને ઝીણા કડક હોઠ, આંખોય ઝીણી. ૧૯૫૫માં હું વડોદરા ભણવા આવ્યો ત્યારે ભાઈબંધ થયો. નાગજી (પટેલ) બે-એક વરસ પછી જોડાયો, એ મૂળે ગામઠી એટલે ચહેરો થોડો આળો પણ ઘાટીલો અને મનનો માયાળુ. ભણતરનાં એ છએક વર્ષોમાં અમારી ત્રિપુટી જામી. ફાઇન આર્ટ્સ

કૉલેજમાં એવો શિરસ્તો કે પહેલા વર્ષમાં વિદ્યાર્થીઓ બધા વિભોગોમાં ફરે અને બીજા વરસે ગમતા વિભાગમાં જોડાય. એ બેય જણ શિલ્પમાં અને હું ચિત્રકલામાં. વિદ્યાર્થીઓ ડિગ્રી કોર્સમાં હોય એમને શિલ્પ અને ચિત્રકામ ઉપરાંત કળાનો ઇતિહાસ, સૌંદર્યશાસ્ત્ર અને ભાષાઓ ભણવાનાં આવે. હું અને (કૃષ્ણ) છાટપાર બંને ડિગ્રીમાં એટલે પહેલા વર્ષમાં સવારના સાડા આઠથી સાડા બાર લગી 'પ્રૅક્ટિકલ' વર્ગો અને બપોરે એકથી અઢી લગી વ્યાખ્યાનના વર્ગો ચાલે. આમ રોજ સાડા પાંચ કલાક સાથે રહેવાનું, અમારા જેવા નવા વિદ્યાર્થીઓ તો વર્ગો પત્યા પછીય કૉલેજના પરિસરમાં પડ્યા રહે, એટલે એમાં દોસ્તીના દોરા ન ફૂટે તો જ નવાઈ. ફાઇન આર્ટ્સની વધતી જતી શાખના કારણે દેશ આખામાંથી વિદ્યાર્થીઓ આવતા થયા હતા અને પછી તો વિદેશમાંથીય. કૉલેજના પ્રણેતાઓએ ઉઘાડા, હૂંફાળા શિક્ષણ અને વાતાવરણનો પાયો નાખ્યો હતો એટલે શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચેની આપ-લેમાં કોઈ અડચણ નહોતી અને ઉપલા અને નીચલા વર્ગના વિદ્યાર્થીઓ છૂટથી મળતા. ઉપલા વર્ગના વિદ્યાર્થીઓમાં ભળતાં ઘણું જાણવાનું મળે ને અંગ્રેજી બોલવા-સમજવાની આદત પડે એટલે શિક્ષકોનું બોલ્યું સરખું સમજાય. છાટપાર (નામે 'કૃષ્ણ' પણ બધા અટકથી જ ઓળખાય; મનેય બધા 'શેખ' કહીને બોલાવે)ને ઘરોબો થયો તે મુખ્યત્વે બંગાળી. શર્બરી રાયચૌધરી, માધવ ભટ્ટાચાર્જી અને રઘુનાથ સિન્હા બીજે ભણીને 'નૉન-કૉલેજિયેટ' (એટલે ડિગ્રી કે ડિપ્લોમા મેળવવા નહિ એવા) વિખ્યાત શિલ્પી પ્રાધ્યાપક શંખો ચૌધરી પાસે વધારાનું શીખવા આવ્યા હતા. એમને ભારત સરકારની શિષ્યવૃત્તિ મળતી. છાટપારની શર્બરી સાથે એવી રંગત જામી કે ધીરે-ધીરે ચોપડાં વસાવી બંગાળી શીખ્યો અને બોલતો થઈ ગયો.

વડોદરા શાસ્ત્રીય સંગીતનું થાણું અને ચૌધરીસાહેબ સંગીતના રસિયા. એ વિદ્યાર્થીઓને ચાનક ચડાવે : જાવ, જાવ, બડે ગુલામ અલી ગાવાના છે, રવિશંકર વગાડવાના છે - એટલે મારા જેવા કેટલાય, સંગીતવંચિત, નવા નિશાળિયા ન્યાયમંદિરના જલસે પહોંચે. પછી તો એવી ધૂન લાગેલી કે એક વાર ગંગુબાઈ હંગલ કોરાણેના કોંચિંગ ક્લાસના ઓરડે રાતના ગાવાનાં હતાં ત્યાં પણ પહોંચી ગયા હતા. શર્બરીને તો કાળે કરીને સંગીતનું એવું ઘેલું લાગ્યું કે એણે મોટા ગજાનાં ઘણાય સંગીતકારોનો અંગત ઘરોબો કેળવ્યો અને એમનાં ગાનનું રેકૉર્ડિંગ પણ કર્યું. એ રેકૉર્ડિંગ્સમાં અપ્રાપ્ય કે વિરલ સંગીતના નમૂના મળે તો નવાઈ નહિ. એને સંગીતમાં, કળાસર્જનના કોઈ પરમતત્ત્વનો એવો પરચો થયો

કે ગમતા સંગીતકારો પર એ ગાંડો થયો એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. પુ. લ. દેશપાંડેએ કેસરબાઈ પર હૃદયસ્પર્શી લેખ લખ્યો છે એમાં નોંધ્યું છે કે એ તેજમિજાજનાં સંગીતકારે શર્બરીને એમના ચહેરાનું શિલ્પ કરવા મંજૂરી આપી, પછી શર્બરીએ એમને બેસાડી શિલ્પ ઘડવા માંડ્યું ત્યારે જાણે સંગીતકાર અને શિલ્પી વચ્ચે આંતરિક જુગલબંધી જેવું થયું. કેસરબાઈનું એ મહોરું, શર્બરીએ કરેલા બડે ગુલામ અલી ખાંના ગાન-મસ્ત ચહેરા જેવું જ અંતરંગી છે. છાટપારનો શર્બરી સાથે એવો નાતો બંધાયો કે કોઈને ન આપે એવાં વિરલ રેકૉર્ડિંગ્સ એને આપ્યાં છે. છાટપાર કહે છે શર્બરીના બે દીકરા, મોટો શૌગત સરોદ વગાડે છે અને નાનો સૌરભ શિલ્પનું ભણ્યો છે. શર્બરી તો ગયો, પણ એનાં બન્ને રૂપ જાણે કે એની સંતતિમાં સમાયાં છે.

છાટપારના ઘર-કુટુંબને હું ભણતો ત્યારથી ઓળખતો થયો. પહેલા જેઇલ રોડ કહેવાતો તેની બે બાજુ વડલા, તેના છાંયે હું સાઇકલ પર છેક એના શિયાબાગના ઘરે પહોંચતો. એનાં મા-બાપનેય મળવાનું થતું. એક ભાઈ હરિ એ સાયન્સ ફૅકલ્ટીમાં ભણતો એને ઓળખું, પણ વધારે એના નાના ભાઈ રામને. રામ, કૃષ્ણના પગલે શિલ્પનું શીખવા ફાઇન આર્ટ્સમાં આવ્યો, એનોય હું સાક્ષી. પછી રામ, જાણીતા ગણિતજ્ઞ અને રાજકારણના તત્ત્વચિંતક

કૃષ્ણ છાટપાર ભૂપેન ખખ્ખર સાથે, સિટી પૅલેસ, ઉદેપુર, ૧૯૬૬. છબી : લેખક





શર્બરી રોય ચૌધરી, બડે ગુલામ અલી ખાંના શિલ્પ સાથે સૌજન્ય : વિકિપીડિયા

રાવજીભાઈ પટેલ 'મોટા'ની દીકરી ઇંદિરાને પરણ્યો અને બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં ભણાવવા ગયો.

૧૯૬૬ના સપ્ટેમ્બર મહિને હું ઇંગ્લૅન્ડમાં ત્રણ વર્ષ ગાળી પાછો ફર્યો ત્યારે ભૂપેન (ખખ્ખર)ની ભલામણે શિવમહાલના 'આઉટ હાઉસ'ની છ ઓરડીઓમાંની એક મનેય મળી. બીજી પાંચમાં નાગજી સહકુટુંબ, છાટપાર, ભૂપેન, તન્મય ગંગોપાધ્યાય અને પરંતપ મજમુંદાર રહેતા. મેં લંડનમાં રૉયલ કૉલેજ ઑફ આર્ટના અભ્યાસ નિમિત્તે 'કોટાની ચિત્રકલા' પર લાંબો નિબંધ લખ્યો હતો એટલે કોટા વિસ્તારમાં ડોકિયું કરવાની તાલાવેલી જાગી હતી. મેં ભૂપેન અને છાટપારને રાજસ્થાનની રખડપટ્ટી કરવા મનાવી લીધા અને અમે ત્રણે ઉદેપુરથી માંડીને નાથદ્વારા થઈને છેક બૂંદી-કોટા લગી રખડ્યા અને મહેલાતોની કારીગરી તથા ભીંતચિત્રો અને સંગ્રહાલયોમાં હાથચિત્રો મજેથી માણ્યાં. અઠવાડિયે પાછા 'આઉટ હાઉસ'માં, ત્યાં નાગજી બહાર ખુલ્લામાં બેસીને આરસ કોરે અને છાટપારે પ્લાસ્ટરમાં ત્રણ-ચાર ફૂટનો પંજો પાડ્યો. તે કાળે એને 'લાઇવ-કાસ્ટ' કરવાની ધૂન ઊપડી હતી એ એના પોતાના શબ્દોમાં : 'એ અરસામાં મને 'લાઇવ-કાસ્ટ' કરીને કેટલાંક પૉર્ટ્રેટ્સ, ક્રિયેટિવ પૉર્ટ્રેટ સ્કલ્પચર્સ... બનાવવાંના વિચારો, કન્સેપ્ટ્સ ઘેરી વળ્યા હતા.'

'...સાથે બીજી કેટલીક વસ્તુઓ, અરીસો, અરીસામાં પડતાં પ્રતિબિંબો વગેરેને કમ્પોઝ કરી 'શિલ્પ' બનાવવાં હતાં. મારા મનમાં અરીસા અને પ્રતિબિંબોની રમત ચાલતી હતી તે માટે ઇચ્છિત વ્યક્તિના ચહેરા પરથી મોલ્ડ લેવાની પદ્ધતિ શોધવા પ્રયોગો કરવા હતા. મેં એ પ્રયોગો મારા ચહેરા પર કરવાનું શરૂ કર્યું. પહેલા માટીનો મોલ્ડ લીધો, પણ એમાં ચહેરો માટીના વજનને કારણે ડિસ્ટોર્ટ, વિકૃત થઈ જતો હતો. કેટલાક પ્રયોગો પછી, કપડાની પાતળી પટ્ટીઓની પટ્ટીઓ પ્લાસ્ટરમાં ઝબોળી એક પછી એક ચહેરા પર મૂકી ખૂબ જ પાતળું હલકું મોલ્ડ લઈ શક્યા. જેમાં ચહેરો વિકૃત થતો ન હતો ને આબેહૂબ

પ્રતિકૃતિ મળી શકી.'

મને કંઈક એવું યાદ રહ્યું છે કે આ પ્રક્રિયામાં એણે મોં પર વેસેલાઇન જેવો ચીકણો પદાર્થ ચોળ્યો હતો, પણ મોકાણ એવી થઈ કે પ્લાસ્ટર અમુક જગ્યાએ ચામડી પર ચોંટી ગયું, એને માંડ-માંડ તોડીને ઉખાડ્યું હતું. મેં એની છબીઓ લીધી હતી, એમાં નાક ઉઘાડું છે ને બાકીના ચહેરે પ્લાસ્ટરના થથેડા છે. ત્યાર બાદ છાટપારે પોતાનું 'લાઇવ-કાસ્ટ' કર્યાનું જાણમાં નથી.

શિવમહાલની મૂળ ઇમારતથી અમારી 'આઉટ હાઉસ'ની ઓરડીઓ થોડેક દૂર ચીકુ અને આંબાની વાડીમાં. આજુબાજુ કશી વસ્તી નહીં એટલે ધાંધલ-ધમાલની છૂટ. પરણેલો નાગજી પહેલી ઓરડીમાં તારાબહેન અને બાળકી ધનુ સાથે, છેલ્લી બેમાં તન્મય અને પરંતપ એ અમારી ચારની ચોકડીમાં બહુ ભળે નહિ. એ ત્રણ કે સાડા ત્રણ વરસમાં અમે જેટલું કામ કર્યું તેટલો જ જલસોય કર્યો. હું ઇંગ્લૅન્ડથી રેકૉર્ડ પ્લેયર અને સારી એવી એલ-પી અને ઈ-પી રેકૉર્ડ્ઝ લાવ્યો હતો, એમાંથી ગમતી કાઢીને વગાડવાનો લગભગ રોજનો શિરસ્તો. કોઈક વાર ભીમસેનનો લલિત કે મારુબિહાગ અને સાંજ ઢળતી હોય તો અલી અકબર ખાનનો સિંધ ભૈરવી રેલાય. જાઝની ચળ ઊપડે તો હું બ્લૂઝ ગાયક સનીબૉય વિલયમસન અથવા ધુરંધર સેક્સોફોનિસ્ટ જોહ્ન કોલ્ટ્રેઇનને ઊંચા અવાજે મૂકું. એક ઈ-પીમાં 'કાયમોસ' નામના કાલ્પનિક પક્ષીનું ગ્રીક ગીત તો એટલું વગાડ્યું કે શબ્દો સમજ્યા વગર એ બધાને મોઢે ચડી ગયું! અને હિન્દી ફિલ્મોનાં ગીતો તો સૌને આવડે,

કૃષ્ણ છાટપાર, નાગજી પટેલ, ભૂપેન ખખ્ખર અને ગુલામમોહમ્મદ શેખ ફિલ્મી ગીતો ગાતાં, શિવમહાલ કમ્પાઉન્ડ, ૧૯૬૭. છબી : માર્ટિન હ્યુઇટ





શિવમહાલ કમ્પાઉન્ડમાં મસ્તી, ૧૯૬૭. છબી : માર્ટિન હ્યુઇટ

એ અમે કોરસમાં રાગડા તાણી ગાતા. મારો લંડનનો મિત્ર માર્ટિન હ્યુઇટ બે-ત્રણ મહિના માટે વડોદરા આવ્યો હતો તે ગાળે એક દિવસ એના કૅમેરાની સામે અમે બધાએ ખૂબ ગતકડાં કર્યાં. પહેલા તો 'ઝિંદગી ઓર કુછ ભી નહીં, તેરી મેરી કહાની હૈ' એવાં ફિલ્મી ગીતો ગાયાં, પછી દરેકે પોતાની કૃતિઓ કાઢી, મેં અને ભૂપેને અધૂરાં ચિત્રો, નાગજીએ સીસમનું શિલ્પ લીધું અને છાટપારે પંજો જમીને મૂક્યો અને બધા ફોટા પડાવવા બેઠા. પછી તો જાણે શી ઊપડી કે નિસરણી લઈને બધા, સહુ-સહુની કૃતિઓ સાથે છાપરે ચઢ્યા અને ત્યાં સિનેમાના અદાકારો કે 'પૉપ' સંગીતકારોની અદામાં 'પોઝ' દીધા. પછી તો કંઈ એવું શૂરાતન ચઢ્યું કે ચારે જણે છાપરા પર ઘૂંટણ વાળી, ચાર 'પગે' જનાવરોની જેમ મોઢાં તરડાવી કિકિયારીઓ કરી – અને છેવટે અમારા ખેલ પર પેટ ભરીને હસ્યા. નીચે ઊતર્યા ત્યાં વળી છાટપાર, નાગજી અને ભૂપેને નાટક માંડ્યું. ભૂપેને દેવમૂર્તિને મોઢે મુકાતી ઇનેમલની આંખ ચડાવી, છાટપારે ચાદર ખેંચી પડદો કર્યો અને એણે ઘડેલા આર્કિટેક્ટ દવેના પ્લાસ્ટર-કાસ્ટનું મહોરું ચઢાવ્યું, નાગજીએ ખમીસ મોઢા ઉપર ખેંચી છાતી છતી કરી. આજે એ છબીઓ જોતાં લાગે છે કે ત્યારે અમને કોઈ અકળ ઉત્તેજના ચડી હતી, એમાં બહારનું કોઈ નહિ, અમે જ ખેલણહારા અને અમે જ દેખણહારા.

એ દિવસોમાં નાગજી સિવાયના બધા કુંવારા એટલે ખાણીપીણીની કડાકૂટ. નાગજી તો ઘરનું ખાય, પણ બીજા માટે ભૂપેન એક રાજસ્થાની છોકરડાને

રસોઈ કરવા તેડી લાવ્યો હતો. એ છોકરો એટલો ગોબરો કે લીંટ આવી હોય તો ત્યાં હાથ ઘસતો લોટ બાંધે. છાટપારે તો ત્યાં ખાવાનું પહેલેથી જ છોડી દીધું'તું અને જાતે રસોઈ કરતો હતો. અમેય રસોઇયાને છૂટો કર્યો. છાટપાર તો બકાલા બજારે જઈ શાકભાજી લઈ આવે અને કોઈક વાર અમનેય જમાડે. અમારા જેવા ચટપટું ખાવાના સવાદિયાને એ દૂધીનું શાક પાતળા રસે રાંધીને હેતે પીરસે અને પીરસતાં-પીરસતાં દૂધીનાં ગુણગાન ગાતો જાય. ભૂપેન અને હું શાંતિથી ખાઈ લઈએ, પણ એકલા પડીએ ત્યારે એની રાંધણકળાની કૂથલી કરવાનું ચૂકીએ નહીં.

કદાચ ૧૯૬૯ના અંતકાળે એ ઓરડીઓ છોડવાનું આવ્યું, જોકે નાગજીને ત્યાં રહેવાની છૂટ મળી. પછી મેં, ભૂપેન અને છાટપારે યુનિવર્સિટીના રેસિડેન્સી બંગલાના ચાર નંબરના, 'બિલિયર્ડ રૂમ'વાળા ક્વાર્ટરમાં, જેરામ પટેલ સાથે વરસેક કાઢ્યું. શિવમહાલના 'આઉટ હાઉસ'માં તો સહુને અલાયદી ઓરડીઓ હતી, પણ અહીં તો એક છાપરા નીચે જગ્યા વહેંચીને રહેવાનું. અમે ચારે કળાકાર તો ખરા પણ કામે, સ્વભાવે અને વર્તને સાવ જુદા, તોય સાથે રહેવાનું કોઈને કઠ્યું નહિ. કારણ એ રહેઠાણના વિશાળ, હવા-ઉજાસવાળા ઓરડા હોય કે આજુબાજુના વિસ્તારનો પ્રકૃતિવૈભવ, એટલે જાણે કે અમારી શિવમહાલની સોબતનું સહિયારાપણું લંબાયું. પછીના વરસે હું પરણીને રેસિડેન્સીના એક નંબરના ક્વાર્ટરમાં રહેવા ગયો ત્યારે છાટપાર અને ભૂપેન નિઝામપુરા પાસેની કોઈ ગવર્નમેન્ટ સોસાયટીમાં ગયા. છાટપારને એ ગાળે સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં પાર્ટ-ટાઇમ નોકરી મળી એટલે એ અમદાવાદમાં એના મોટાભાઈને ત્યાં રહેતો થયો. એ દિવસોના પ્રેમાળ, રમૂજભર્યા અને બાળપણની સ્મૃતિઓ વાગોળતા એના કેટલાક પત્રો મેં સાચવ્યા છે, જોકે એમાં સ્થાયી સૂર મિત્રોની ગેરહાજરી સાલવાનો છે. સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં ભણતી શૈલિની શેઠ એને ત્યાં ભેટી ગઈ. શૈલિની અમદાવાદના સારાભાઈ કુટુંબના સંબંધી ઇન્દુમતી ચિમનલાલને ત્યાં મુંબઈ અને અમદાવાદમાં ઊછરી હતી. ગોરી, ચપળ અને બોલવે-ચાલવે ગમી જાય એવી છોકરી છાટપારના જીવનમાં આવી, એ કાળે એને મેં ખૂબ હરખાતો જોયો છે. તેઓ ૧૯૭૩માં પરણ્યાં ત્યારે અમારી ટોળકી અમદાવાદ પહોંચી હતી.

શિવમહાલવાળા દિવસોમાં અને પછીનાં થોડાં વરસો દરમિયાન છાટપાર, ભૂપેન, નાગજીએ અને મેં ચીતર્યું, કોર્યું કે ઘડ્યું - એમાં અમારી મોડેથી નીપજેલી કૃતિઓનાં આગોતરાં એંધાણ હતાં, એમ કહેવામાં જરાય

અતિશયોક્તિ નથી. નાગજીએ આરસ અને લાકડાંનાં શિલ્પો કોર્યાં, એમાં એની ભવિષ્યની કૃતિઓમાં ઊગનારા યૌનાકારોના અંશો ગૂંથાયેલા છે. ભૂપેને ઓગણીસમી સદીનાં લઘુચિત્રોની મિશ્ર શૈલીમાં અને પછી શહેરી લોકકળાની મશે હજામ, ઘડિયાળી અને કારકુન પાડ્યા, એમાં એની પરિપક્વ થતી જતી પાત્ર-રચનાનાં બીજ છે. મેં કૉલાજ વાટે સફર આરંભી અને 'લાંબા ગાળે ઘેર પાછા ફરતાં' ચીતર્યું એમાં લઘુચિત્રો અને સિએનાની કળાના તાણાવાણા ગૂંથાયા તે લાંબા ચાલ્યા. છાટપારે પહેલાં તો એક બેઠેલી સ્ત્રી અને એક સૂતેલી છોકરીનાં શિલ્પો આરસમાં કોર્યાં હતાં, કેટલાંક ભૌમિતિક રૂપોય ઘડ્યાં હતાં, પણ એમનો એણે પછી પ્લાસ્ટરમાં નખશિખ નીખરેલી મૂર્તિઓ ઘડી એની સાથે મેળ બેસાડવાનું જરા મુશ્કેલ ખરું, પણ ઊંડા ઊતરીએ તો એનાં એંધાણ કળવાનું બહુ અઘરું નથી. એનું એ સર્જન પાંચેક કૃતિઓમાં પ્રગટીને થંભી ગયું. એ મજલ લાંબી ચાલી હોત તો એમાં કેવા આવિષ્કારો નીપજ્યા હોત એની ધારણા અઘરી છે, પણ કશુંક વિલક્ષણ નીકળ્યું હોત એવા અણસાર આવે છે. એ પાંચેક કૃતિઓમાં રેડેલા પ્લાસ્ટરના લોંદામાં માંડેલો ત્રણ-ચાર ફૂટની ઊંચાઈનો ઊભો પંજો એની શિવમહાલની ઓરડીએ બહાર પાળી પર પડી રહેતો. બીજા, એથી જરા મોટા, ફરસ પર આંકડા જેવા આંગળે પસરતા પંજાની લીસી સપાટીમાં શિરાઓય ઊપસતી હતી. એક યુવતીનું ધડ (torso) ઉઘાડા શરીરે ઘડેલું, એમાં માથું અને એક હાથ ગેરહાજર, બીજો હાથ સ્તન પર સ્થંભિત. એ સિવાયના બે આદમકદ હાથ એકાગ્ર ચિત્તે કલ્પ્યા અને ઘડ્યા હોય એવા ઘાટીલા અને નરવા નકોર. એક કોણીને કાટખૂણે વળતો, છેક નીચેની હલબલતી આંગળીઓ લગી લસરતો. બીજો મેરુસમો આખેઆખો ઊભો, ખભે નીપજી, સંતાયેલી કોણી ભેદી, એકવડિયા કાંડે થઈ સરસરાટ ચાલવા માંડેલી આંગળીઓમાં ઊતરી જતો. આ બેય હાથમાં બાકીનું શરીર અદૃશ્ય તોય કોઈને એમાં બેસેલી કે ઊભેલી હસ્તીઓના ઓળાની ઝલક ભળાય તો નવાઈ નહિ*.

છાટપારનાં એ બધાં શિલ્પો પ્લાસ્ટરમાં. આરસની સરખામણીએ પ્લાસ્ટરની સૂકી સફેદીમાં ચમકનો અભાવ, છતાંય અહીં અડવાની વૃત્તિનો પારો નીચો જતો નથી. પશ્ચિમની પરંપરામાં છૂટું માથું અને છૂટાં ધડ સ્વતંત્ર શિલ્પ-પ્રકારનો દરજ્જો ધરાવે

---

*જોગાનુજોગ છૂટાં અંગોને સમગ્ર શરીરના પર્યાય તરીકે યોજવાનું મેં મારાં ૧૯૬૯થી ૧૯૭૨ લગીનાં ચિત્રોમાં કર્યું છે. એમાં બધી લીલા હાથ-પગમાં જ પૂરી થાય છે અને માથું ગેરહાજર છે.

છે. એકલું માથું તો વ્યક્તિની છબી રૂપે છેક પાંચ હજાર વરસ પુરાણી મિસરની પરંપરાથી ચાલ્યું આવે છે. એકલા ધડમાં માથું ગેરહાજર હોય તોય એના અધ્યાસો દ્વારા ભાવક એની કલ્પના કરે, પણ એકલા હાથનું શું? એને સ્વતંત્ર રૂપ દેવું એ પડકાર ગણાય અને છાટપારે એવો પડકાર ઝીલ્યો હતો. બે-એક વર્ષ પહેલાં મેં ઍથેન્સના રાષ્ટ્રીય સંગ્રહાલયમાં એક ભાંગેલા ગ્રીક શિલ્પના બચેલા પગ જોયા ત્યારે એમાંથી અદશ્ય થયેલા શરીરની કલ્પના કરી લીધી હતી. છાટપારનાં શિલ્પોમાં એકલા હાથ, કોઈ શરીરનાં તૂટેલાં અંગ હોવાને બદલે શરીરની સમગ્રતાનું ઇન્દ્રિય રૂપ ધરીને આવ્યા છે, એટલે ખરેખર તો એમાં કોઈ અદશ્ય શરીરના સંકેતો નથી. આમ છતાંય એ હાથના ઘડતર અને ગઠનમાં જીવિત શરીર જેવી જ માંસલતા જળવાઈ છે (જોકે અંદરના હાડનો માત્ર નિર્દેશ છે) અને ચલિત ગતિ પણ છે. માંડણી ‘વાસ્તવિક’ પ્રકારની ગણાય તોય અતિવાસ્તવની અર્થચ્છાયાઓ અછાની રહેતી નથી. આ હાથ સ્ત્રીના કે પુરુષના એવો પ્રશ્ન સહેજે થાય. મોટા પંજાની ઊપસેલી શિરાઓ અને નખમાં તથા આંગળાંના પસારના ઘડતરમાં થોડી કરડાકી વરતાય છે. એમાં પૌરુષી સંદર્ભના અંશો જોઈ શકાય. કોણીએ વળેલા અને ઊભા હાથમાં લયાત્મકતા (grace) અને



ધ્યાન ૨, કૃષ્ણ છાટપાર, પ્લાસ્ટર ૧૯૬૯-૭૦, નષ્ટ થયું. છબી : લેખક

કુણાશ (tenderness) ભારોભાર ભરેલાં દેખાય છે તેમાં નારી-રૂપી સંદર્ભો જોવાનું અસ્થાને નથી. બન્ને સંદર્ભોનો સરવાળો કરીએ તો એમાં સહિયારાં નર-નારી (androgynous) સંકેતો અંકિત થયેલા જણાય. મારા પોતાના અનુભવે અને મતે આ બધા હાથમાં, આધાર છાટપારના પોતાના હાથનો જ છે : જો આપણે એ માનીને ચાલીએ તો એમને એના ચહેરાના ‘લાઇવ કાસ્ટ’ના વિસ્તૃત રૂપ (extensions) તરીકે જોઈ શકાય. આમ કરતાં એમાં આત્મપ્રીતિ (narcissism)ના ભાવનો સંશય ઉદ્ભવતો દેખાય, પણ વધારે વિચારીએ તો એમાં સાથોસાથ કળાકારની આંતરખોજના અખતરા પણ સંભવિત છે. એ ખોજ જ્યારે શિલ્પમાં

રૂપાંતરિત થઈને એક સ્વતંત્ર કલ્પન (image)નું રૂપ ધરે છે ત્યારે એમાંથી કોઈ વ્યક્તિના અંગના અધ્યાસો ઓગળી જાય છે અને એ કલ્પન એક અવસ્થાનું પ્રતીક બનીને પ્રગટ થાય છે. મોડેથી છાટપારે કોણીએ વળેલા અને ઊભા હાથનાં શિલ્પો માટે 'ધ્યાન' જેવા શીર્ષકનો નિર્દેશ કર્યો હતો*, એમાં અવસ્થાને સાકાર કરવાનો હેતુ દેખાય છે. બીજી રીતે જોઈએ તો અવસ્થાનું એ કલ્પન અંગોનાં રૂપ ધરીને કોઈ ગોપિત સત્યને સ્ફુરિત કરે છે, જેથી એ શિલ્પોમાં ભાવકને બે ઘડી સ્તંભિત કે કંપિત કરી દેવાનું બળ પ્રગટે છે.

૧૯૭૨ના નવેમ્બરના અંતે ભૂપેન, નાગજી, છાટપાર અને મેં સાથે મળીને મુંબઈની જહાંગીર આર્ટ ગૅલેરીમાં સહિયારું પ્રદર્શન કર્યું, એમાં ભૂપેનનાં 'ઘડિયાળી' અને 'હજામ'વાળાં અને મારાં 'મૅન-1' અને 'વી ટૂ' ચિત્રો, નાગજીનાં 'દેવ' શીર્ષકવાળાં બે અને છાટપારનાં શીર્ષકવિહોણાં બે 'હાથ'નાં અને એક 'ધડ'નાં શિલ્પો મુકાયાં. અમારી કટેવો પ્રદર્શનના શરૂ થવાની ઘડી લગી કામ કર્યે રાખવાની. નીકળવાના થોડા દિવસ પહેલા મારું 'મૅન-1' કામ કરવાની ઘોડી પરથી પડ્યું અને કૅન્વાસમાં ચીરો પડ્યો. માંડ-માંડ પાટાપિંડી જેવું હંગામી સંધાણ કરીને સાચવ્યું**. નાગજીનાં શિલ્પો ધાર્યાં એવાં ઘસાયાં નહોતાં, એ છાટપારે જોડાઈને પૂરાં કરાવ્યાં, પણ એને કારણે એણે પોતે માંડેલું 'ધડ' અધૂરું રહી ગયું. છેવટે અમે ફર્સ્ટ ક્લાસની ટિકિટ કઢાવી અને ચાલતી ગાડીએ એણે ઘડતર ચાલુ રાખ્યું અને આખરે ગૅલેરીમાં લાવીને પૂરું કર્યું. અમે ભૂપેનના ઘેર ખેતવાડીમાં રહ્યા એટલે રહેવા-ખાવાનો ખર્ચો ઘટ્યો – જોકે લગભગ આખો દિવસ ગૅલેરીમાં બેસવાનું એટલે બપોરનું તો મળે તે ખાઈ લેતા. પ્રદર્શનમાં કળાકારો અને સાહિત્યકાર મિત્રો ઉપરાંત ઘણા જોનારા આવ્યા. અર્પિતા અને પરમજીત સિંહ મુંબઈમાં હતાં, એય આવીને મળ્યાં. છાપાંમાં ક્યાંક-ક્યાંક પ્રદર્શનની નોંધ લેવાઈ, પણ કાંઈ વેચાયું નહોતું એવો ખ્યાલ છે.

છેવટે બધું સમેટીને પાછા વડોદરા. એ અરસામાં ચંડીગઢ યુનિવર્સિટીના ડૉ. બી. એન. ગોસ્વામી ત્યાંના સંગ્રહાલય માટે કળાકૃતિઓની ખરીદી કરવા આવ્યા હતા, તે ભેટી ગયા. હું એમને છાટપારનાં શિલ્પો દેખાડવા લઈ ગયો. એમને શિલ્પો ગમ્યાં, પણ કહે કે પ્લાસ્ટરનું કામ સંગ્રહાલયમાં સાચવવાનું અઘરું પડે, ધાતુમાં ઢાળીને આપો તો લેવાય.

**[અનુસંધાન પૃ. ૧૨૨]**

---

*આ વિગત મને અરુણકુમારે થોડા સમય પહેલાં એ શિલ્પોની છબી મોકલી તેમાંથી મળી. અમારા ૧૯૭૨ના સહિયારા પ્રદર્શનમાં એ મુકાયાં ત્યારે શીર્ષકો નહોતાં એવું યાદ છે.

**મને યાદ છે ત્યાં લગી પહેલાં છાટપારે અને પછી અમારે ત્યાં મ્યુરલ વિભાગના શિક્ષક ગ્યારસીલાલ મિસ્ત્રીએ એ કામ સંભાળેલું.



# વરસતા વરસાદમાં બિલાડી

☐ અર્નેસ્ટ હેમિંગ્વે ☐ અનુ. હિમાંશી શેલત

**એ** હોટેલમાં રોકાનારાં માત્ર બે જ અમેરિકન હતાં. પોતાના રૂમમાંથી આવતી-જતી વેળા પગથિયાં પર જે કોઈ સામે મળે એને એ ઓળખતાં નહોતાં. એમનો રૂમ બીજે માળે, દરિયાની સામે હતો અને જાહેર બગીચો તથા યુદ્ધ-સ્મારક પણ એમની રૂમની સામે. જાહેર બગીચામાં ઊંચાં પામ વૃક્ષો અને લીલા રંગના બાંકડા હતા. હવામાન સારું હોય ત્યારે એક ચિત્રકાર પોતાની ઈઝલ સાથે હંમેશ ત્યાં દેખાતો. પામ વૃક્ષોનો વિસ્તાર અને બગીચા તથા દરિયા સામે આવેલી આ હોટેલના ચમકતા રંગો કલાકારોને પસંદ હતા. દૂર-દૂરથી ઇટાલિયનો યુદ્ધ-સ્મારક જોવા આવતા. એ તાંબાનું બનેલું હતું અને વરસાદમાં ઝળહળી ઊઠતું.

વરસાદ ચાલુ હતો અને પામ વૃક્ષો પરથી ટપકતું પાણી મોટી રેતી પાથરેલા રસ્તા પર નાનાં-નાનાં ખાબોચિયામાં સરી જતું હતું. વરસતા વરસાદમાં લાંબે કિનારે ફેલાયેલો દરિયો રહી-રહીને કાંઠે અફળાતો હતો. યુદ્ધ-સ્મારક નજીકથી વાહનો જતાં રહેલાં અને મેદાન સામે કાફેના પ્રવેશદ્વારે એક વેઇટર ખાલી પડેલી જગ્યા જોતો ઊભો હતો.

અમેરિકન પત્નીની નજર બારીની બહાર હતી. બારીની સાવ નીચે આવેલા નીતરતા લીલા ટેબલ હેઠળ, પાણી ન લાગે એ રીતે જાતને સંકોરવાની કોશિશ કરતી, એક બિલાડી બેઠેલી દેખાઈ.

'હું નીચે જઈ પેલી બિલ્લીને લઈ આવું.'

અમેરિકન પત્નીએ કહ્યું.

'હું જાઉં છું.' પતિએ પથારીમાંથી જ મદદનો પ્રસ્તાવ મૂક્યો.

'ના, હું જઈશ. બિચારી પલળે નહીં એ માટે ટેબલ નીચે ભરાઈ ગઈ છે.'

પલંગની ધારે બે ઓશીકાં મૂકી આરામથી ગોઠવાયેલો પતિ વાંચતો રહ્યો.

'પલળતી નહીં.' એણે કહ્યું.

પત્ની નીચે ગઈ. ઑફિસ પાસેથી એ પસાર થઈ ત્યારે હોટેલના માલિકે ઝૂકીને એનું અભિવાદન કર્યું. એનું મેજ ઑફિસને છેવાડે હતું. એ વૃદ્ધ હતો અને ખાસ્સો ઊંચો.

'વરસાદ પડી રહ્યો છે...' પત્નીએ કહ્યું. એને હોટેલ-માલિક પસંદ હતો.

અતિશય ગંભીરતાપૂર્વક એ જે રીતે ફરિયાદ સાંભળતો તે એને ગમતું હતું, વિશેષ કરીને એનું આત્મગૌરવ.

'હા, હા, હવામાન ખરાબ છે.' એ બોલ્યો. પત્નીને એની પોતાને માટે વ્યક્ત થતી સેવા-તત્પરતા ગમી ગઈ હતી. હોટેલના માલિક તરીકે એ જે ભાવ અનુભવતો હતો તે, અને એનો ભારેખમ ચહેરો તથા લાંબા હાથ સુધ્ધાં ગમતા. આમ કશુંક ગમી જવાની પ્રસન્નતામાં પત્નીએ બારણું ખોલી બહાર જોયું. હવે વરસાદ ધોધમાર હતો. ખાલી મેદાન વળોટીને રબરની ટોપી પહેરેલો એક માણસ કાફે તરફ આવી રહ્યો હતો. બિલાડી જમણી તરફ હોઈ શકે, કદાચ એ પડનાળ નીચેય હોય. પત્ની બારણે ઊભી હતી ત્યાં જ એની પાછળ એક છત્રી ખૂલી, એમના રૂમની સારસંભાળ રાખતી બાઈ છત્રી લઈને ઊભી હતી.

'તમારે ભીનાં થવાનું નથી.' એણે મલકીને ઇટાલિયન ભાષામાં કહ્યું. એને ચોક્કસ હોટેલ-માલિકે જ મોકલી હતી. ખુલ્લી છત્રી સાથે એ પત્નીની પાછળ ચાલવા લાગી, રૂમની બારી અને ટેબલ સુધી. વરસાદમાં ચળકતું લીલું ટેબલ ત્યાં જ હતું પણ બિલાડી ગાયબ. એ અચાનક હતાશ થઈ ગઈ. કામ કરનારી બાઈએ એની સામે જોયું.

'કંઈ થયું છે મેડમ?'

'અહીં એક બિલાડી હતી.' અમેરિકન યુવતી બોલી.

'બિલાડી?'

'હા, બિલાડી.'

બાઈ હસી. 'વરસાદમાં બિલાડી?'

'હા, ટેબલની નીચે. મારે એ બિલાડી જોઈતી હતી.' આટલું અંગ્રેજીમાં પત્નીએ કહ્યું. એ અંગ્રેજીમાં બોલતી ત્યારે બાઈનો ચહેરો તંગ થઈ જતો.

'ચાલો મેડમ, પાછાં અંદર જઈએ. તમે પલળી જશો.'

'ઠીક કહ્યું, એમ જ કરીએ.'

મોટી રેત બિછાવેલ રસ્તે એ પાછાં ફર્યાં. બાઈ છત્રી બંધ કરવા બહાર રોકાઈ. અમેરિકન યુવતી જેવી ઑફિસ નજીકથી પસાર થઈ તેવો મેજ પાછળનો હોટેલ-માલિક આદરપૂર્વક નમ્યો. હોટેલ-માલિકની હાજરીમાં પોતે સાવ નગણ્ય અને સાથોસાથ ખૂબ જ મહત્ત્વની વ્યક્તિ હોય એવું એણે અનુભવ્યું. ક્ષણિક તો પોતે સર્વોચ્ચ મહત્ત્વ ધરાવતી વ્યક્તિ હોય એમ એને લાગ્યું. પગથિયાં ચડી એણે બારણું ઉઘાડ્યું. જ્યૉર્જ હજી પલંગ પર પડ્યો વાંચતો હતો. ચોપડી બાજુએ મૂકી એણે પૂછ્યું,

'બિલાડી મળી?'

'જતી રહેલી એ તો.' એ પલંગ પર બેઠી.

'મને જોઈતી હતી એ. ખબર નહીં કેમ, એ બિલાડીને મેળવવાનું મને બહુ મન હતું. બિચારી! આવા વરસાદમાં બહાર રહેવાનું કોઈ પણ બિલાડીને

ગમે નહીં.'

જ્યૉર્જ ફરી વાંચવામાં રોકાયો. ડ્રેસિંગ ટેબલના અરીસા સામે બેસીને, નાનકડો હાથ-આયનો લઈ, એ જાતને નીરખવા લાગી. પહેલા ડાબી બાજુ, પછી જમણી. પછી માથાની પાછળનો ભાગ અને ગરદન ધ્યાનથી જોયાં.

'એમ નથી લાગતું કે હું મારા વાળને વધવા દઉં?' એણે ફરી જાતને જોતાં-જોતાં પૂછ્યું.

જ્યૉર્જે ઊંચે નજર કરી. પત્નીના બૉયકટ વાળને જોયા.

'મને તો એ જેવા છે તેવા ગમે છે.'

'હું એકદમ કંટાળી ગઈ છું આવા છોકરા જેવા દેખાવથી.' જ્યૉર્જ પલંગ પર જરા જુદી રીતે ગોઠવાયો. એની પત્ની જ્યારથી બોલવા લાગી હતી ત્યારથી એણે એના પરથી આંખ ખસેડી નહોતી.

'તું સરસ મજાની, રૂપાળી લાગે છે.' એ બોલ્યો.

હાથ-આયનો ટેબલ પર મૂકી પત્નીએ બારી બહાર નજર કરી. અંધારું થતું જતું હતું.

'મારે વાળ ઓળી પાછળ ખેંચીને એ રીતે બાંધવા છે કે એને હાથથી અડી શકાય અને મારે બિલાડી જોઈએ છે, એ ખોળામાં બેસે અને હું એને પંપાળું ત્યારે વહાલભરી ઘુરઘુરાટી કરે એવી.'

'એમ?' જ્યૉર્જ પલંગ પરથી જ બોલ્યો.

'અને મારે ટેબલ પર બેસી પોતાનાં ચાંદીનાં વાસણોમાં જમવું છે અને આજુબાજુ જોઈએ મીણબત્તીઓ, અને ત્યારે વસંત ઋતુ હોવી જોઈએ, અને અરીસા સામે બેસી મારે વાળ ઓળવા છે, અને મારે એક બિલાડી પણ જોઈએ છે, અને થોડાં નવાં કપડાં પણ...'

'ઓહ! બોલતી બંધ થા, અને કંઈક વાંચવાનું લઈને બેસ!' જ્યૉર્જ આટલું કહીને ફરી વાંચવામાં પરોવાયો. એની પત્ની બારીમાંથી બહાર જોતી રહી. હવે ખાસ્સું અંધારું છવાયું હતું અને પામ વૃક્ષો પર હજી વરસાદ ચાલુ હતો.

'ગમે તે હોય પણ બિલાડી તો જોઈએ જ છે, લાંબા વાળ ન હોય કે બીજું કંઈ આનંદદાયક ન હોય તો ચાલશે, તોયે બિલાડી તો મળી જ શકે ને?'

જ્યૉર્જ સાંભળતો નહોતો, એ વાંચવામાં રોકાયો હતો, મેદાન હવે પ્રકાશિત હતું અને પત્ની એ તરફ જોતી હતી. કોઈકે બારણે ટકોરા માર્યા. ચોપડીમાંથી ઊંચું જોઈ જ્યૉર્જે કહ્યું,

'આવો...'

બારણામાં કામ કરનારી બાઈ ઊભેલી. એણે કાચબાની પીઠના રંગવાળી એક બિલાડી છાતી સરસી જકડી રાખેલી, બિલાડીના પગ બાઈના શરીરને અડીને ઝૂલતા હતા.

'ખલેલ બદલ ક્ષમા, પણ માલિકે આ બિલાડી મેડમને આપવા જણાવ્યું છે.'





મંગલસિંહજી



પોપટ સાથે સ્ત્રી - છબી : મંગલસિંહજી

# કવિ કલાપીના કલાકાર પૌત્ર કુમાર મંગલસિંહજી

☐ રજનીકુમાર પંડ્યા

**'કો**ઈએ સંભળાવેલું કટુવચન કાનમાંથી પાછું બહાર ફેંકી શકાતું નથી. છૂટા પડ્યાની છેલ્લી ઘડીના પ્રિયતમાની કંપનભરી કોમળ હથેળીના ગરમ-ગરમ સ્પર્શને મરણપર્યંત હથેળીવટો આપી શકાતો નથી. લોભાવનારું પતંગિયું ક્યારેક નિશ્ચેષ્ટ થઈને ભૂમિ પર ઢળી પડે પછી તેની પાંખોની રંગોળી બીજા કોઈ પતંગિયાની પાંખો પર ઉતારી શકાતી નથી. મોનાલીસા જેવા બેનમૂન ચિત્રની ચમક પણ શનૈઃ શનૈઃ ઝાંખી પડતી જાય છે. અને એક કાળે એ અને એવાં અનેક ચિત્રો પણ નામશેષ થઈ જશે. શું કહો છો તમે?'

આવી સાવ સાચી સાદી વાતમાં પણ પૂર્ણિમાબહેન મહેતા સંમત હોય એમ

---

**તસવીર સૌજન્ય :** કવિ કલાપી વિષેના માહિતીસંદૂક એવા રાજેશ પટેલ (મુંબઈ)

લાગ્યું નહીં. મને તો એમ કે હું સંસ્કૃત સુભાષિતકારના અભિનિવેશમાં એવું બોલ્યો કે સાંભળનારનું મસ્તક ડોલી જાય. પણ પૂર્ણિમા મહેતા ડોલ્યાં નહીં, પણ બોલ્યાં : 'આપણે એક મોટા કલાકારને મળવા જવાનું છે. ત્યાં સુધી તમે તમારું આ સુભાષિત રિલીઝ ન કરો એટલું માગું.'

કાળદેવતાએ કોઈનેય જનરલ પાવર ઑફ એટર્ની આપી નથી. કવિ કલાપીના પૌત્ર કુમારશ્રી મંગલસિંહજી પ્રતાપસિંહજી ગોહિલ ઑફ લાઠીને પણ નહીં. હું એમને ભાવનગરના સરદારનગરમાં આવેલી પ્રભાત સોસાયટીના બંગલા નંબર ૧૭૪૯-બીમાં મને એમનો પરિચય કરાવનારાં પૂર્ણિમાબહેનની સાથે મળવા ગયો તો જોયું કે એ પણ કંઈ કાળગ્રસ્તતાથી મુક્ત નથી. સિત્તેર વર્ષના માણસના મસ્તક પર શ્વેત કેશ ફરફરતા હોય. એમને પણ ફરફરે છે. બીમારી હોય, એમને પણ છે. આ ઉંમરના વૃદ્ધને એકાદ જુવાનજોધ પુત્રના અકાળ મરણનો ઘા દૂઝતો હોય, તે એમને પણ છે જ. યૌવનકાળમાં કોઈ વિદેશી કન્યાના પિતાએ સંભળાવેલાં કટુવચનો હજુ પણ કર્ણપાર નથી થયાં, પચ્ચીસમા વર્ષે વિછોડાયેલી પ્રિયતમાનો અંતિમ કરાંગુલિસ્પર્શ હજુ પણ સ્મૃતિસંવેદ્ય આ સિત્તેર ઉપરના કલાકાર જીવને હોઈ શકે. એમને પણ હશે એવી મારી કલ્પના છે. આમાં કઈ જગ્યાએ એ કાળને અતિક્રમી ગયા એ કહેશો? એમ મેં પૂર્ણિમા મહેતાને નજરથી પૂછ્યું તો એમણે કહ્યું કે જોયા કરો.

જોવા જેવું ઘણું હતું એમના એ નાનકડા ડ્રૉઇંગરૂમમાં, એમાં ના નહીં. એમની વાત કરવાની ઢબ પણ એવી સુંવાળી કે એમનાં ચિત્રો જોયાનું સુખ અને એમની જોડે સંવાદ કર્યાનું સુખ એક જ કુળનાં લાગે. પણ સૌથી મઝા તો એ વાતની થઈ કે એમણે એમનું કાર્ડ મને આપ્યું તેમાં 'રીસ્ટોરર' લખેલું, તે એ રીસ્ટોરર શબ્દના અર્થની મને કશી ખબર નહીં. પણ મારા જ્ઞાનલાભાર્થે પૂછ્યું ત્યારે માલૂમ પડ્યું કે 'રીસ્ટોરર' એટલે જૂનાં જરી-પુરાણાં ચિત્રોને કાયાકલ્પ કરીને પાછાં સજીવન કરી દેનાર.

મને થયું કે એ કામ એ કરતા હોય ત્યારે આપણને જોવા મળે કે? મેં પૂર્ણિમાબહેનને પૂછ્યું કે આવું પુછાય કે નહીં? એમણે કહ્યું કે પૂછો. મેં પૂછવાનું શરૂ કર્યું. પૃચ્છાના પટારાને તળિયું તો હોતું જ નથી. એટલે નવા-નવા પ્રશ્નો એમાંથી નીકળ્યા જ કરે. મારે પણ નીકળ્યા કર્યા. નતિજે જે નીકળ્યું તે એ કે રીસ્ટોરેશન પણ આગવી કલા-કસબ છે. એ બે પ્રકારનાં હોય. એકમાં જૂના ચિત્રને માત્ર ઍટેન્ડ કરવાનું હોય. એટલે કે જૂના ચિત્રનો કેન્વાસ ઢીલો થયો હોય. એમાં કોઈ રાસાયણિક પ્રક્રિયાથી બગાડ થયો હોય. હવામાનને કારણે પણ હોય. સૂર્યના વધુ પડતા પ્રકાશ યા ભેજને લીધે પણ હોય. એમાં તિરાડ પડવા માંડે અથવા

પોપડા ઊખડવા માંડે એ વખતે એને સમયસર સંભાળી લીધું હોય એને ઍટેન્ડ કર્યું કહેવાય. આવો સમય વીતી ગયો હોય, અને સંભાળી ન શકાયું હોય અને ચિત્ર બગડી જ ચૂક્યું હોય તો પછી એને બીજો પ્રકાર 'ટ્રીટ કરવાનો' લાગુ પડે. એટલે કે માવજત લેવી પડે. બને તો રાસાયણિક પ્રક્રિયા દ્વારા એને સુધારી લેવાય. એથી પણ આગળ બગાડના તબક્કે ગયું હોય તો સર્જિકલ ઇન્ટર્વેન્શન કરવું પડે. એટલે કે ઑપરેશન જેવું કરવું પડે. ફાટ્યું હોય તો કુશળતાપૂર્વક રફૂ કરી દેવું પડે. એમાં ચિત્રનો કોઈ ભાગ ખોવાઈ ગયો કે ખવાઈ ગયો હોય તો એને પોતાની કલ્પનાશીલતાથી મનમાં ધારીને હૂબહૂ ચીતરી દેવો પડે. એમાં 'નહીં સાંધો નહીં રેણ'ની આવડત જોઈએ. હજુ આગળ અસાધ્ય બગાડ હોય તો ઇન્ફ્રારેડ કિરણોથી એને માવજત દેવી પડે. પછી એનો એક્સ-રે લેવાય. પછી સનલાઇટ ટ્રીટમેન્ટ પણ ક્યારેક દેવી પડે. એવી માવજત ઓછી પડે તો અલ્ટ્રાવાયોલેટ કિરણો આપવાં પડે. ફરી એક્સ-રે લેવો પડે અને ચિત્રની મૂળ રેખાઓ શોધી કાઢવી પડે. આવી-આવી તો અનેક ક્રિયાઓ જુદા-જુદા કિસ્સામાં જુદા-જુદા પ્રમાણમાં કરવી પડે. આમ આ આખી એક સ્પેશિયલાઇઝ્‌ડ આર્ટ છે. ભારતમાં એક કાળે આ કળા જાણનાર એકમાત્ર શ્યાવક્ષ ચાવડા થઈ ગયા. એ આ કળા રોમમાં શીખેલા, એ પછી તો ઘણા શીખ્યા. એમાંના આ કુમાર મંગલસિંહજી પણ ખરા.

'હજુ કોઈ નવો પ્રકાર પણ રીસ્ટોરેશનનો છે કે નહીં?'

'તમારા મનમાં કયો પ્રકાર છે?'

'હું પતંગિયાની પાંખ પરની કુદરતી રંગોળીની વાત કરવા માગતો હતો. હું માનું છું કે ગમતા એવા એક પતંગિયાની પાંખની રંગોળી બીજા પતંગિયાની પાંખ પર તબદીલ થઈ શકતી નથી.'

'રીસ્ટોરેશનનો એ ત્રીજો પ્રકાર થયો.' મંગલસિંહજી હસીને બોલ્યા: 'આ વીસમી સદી પૂરી થવા આવી છતાં મોટા ભાગના જૂનાં ચિત્રના સંગ્રાહકોને આવી કોઈ શોધ વિકસી છે એની ખબર જ નથી. એ પ્રોસેસમાં એવું છે કે એમાં મૂળ આખું ચિત્ર એના મૂળ કૅન્વાસ પરથી ઊંચકીને નવા કૅન્વાસ પર મુકાય. એને 'ટ્રાંસ્ફરિંગ' કહેવાય. ઘણી ખર્ચાળ પ્રક્રિયા છે. સમય પણ ઘણો માગી લે છે. એક ચિત્ર પાછળ આવી વિધિ કરતાં ચૌદ માસ જેટલો સમય લાગી જાય. આને માટે ખાસ મશીન જોઈએ. દુનિયામાં આવાં માત્ર દશ મશીનો છે. બાકી જૂનાં ચિત્રોને રીસ્ટોર કરવાની સંપૂર્ણ લૅબોરેટરી બનાવો તો પાંત્રીસ લાખ રૂપિયાની થાય, ને છતાં એને માટેના ટૅક્નિશિયનો મળવા મુશ્કેલ.'

'તો મને એ જાણવામાં તો અવશ્ય રસ પડશે કે આવા અનોખા ચિત્રવૈદ્યની દવા લેનારા કોણ-કોણ? ઝડપી ઝેરોક્સ તણા આ જમાનામાં આવા રીસ્ટોરેશનના

રસિયા કોણ-કોણ?'

મંગલસિંહજીએ કહ્યું : 'અનેક છે. મેં ખુદ ભાવનગરના નીલમબાગ, પોરબંદર, લાઠી, જામનગર અને જયપુરના રાજવીઓના ચિત્રસંચયોમાંથી બેજોડ કીમતી પેઇન્ટિંગ્સ રીસ્ટોર કર્યાં છે. સવાઈ માનસિંગજી મ્યુઝિયમના ઑઇલ પેઇન્ટિંગ્સ અને બીજા સંખ્યાબંધ ખાનગી સંગ્રાહકોનાં ચિત્રો સજીવન કરી આપ્યાં છે. રીસ્ટોરેશનમાં મને નવા સર્જન સરીખો આનંદ આવે છે. અતિઘણો આભાર ડૉ. ઓ. ઝેડ. ફ્યુએલરનો કે જેમની પાસેથી હું જર્મનીમાં આ રીસ્ટોરેશનની કળા શીખ્યો!

'એ ડૉક્ટર કોણ અને આપ જર્મની શીદને ગયા હતા?'

જર્મની સાથે કુમારશ્રીનો કરુણ-મધુર સંબંધ હશે એટલે ઝડપથી એ જર્મનીવાળું પાનું ફેરવીને જીવનકિતાબનાં આગલાં પાનાંઓમાં મને લઈ ગયા. બોલ્યા : 'જર્મની જ શું કામ, મારી મોટાભાગની યુવાવસ્થા મેં વિદેશોમાં ગાળેલી. અહીં તો ફક્ત ચાર વર્ષની ઉંમરે ૧૯૧૯ની સાલમાં રાજકોટની રાજકુમાર કૉલેજમાં શિક્ષણ શરૂ કરેલું. પછી તરત જ કોડાઈ કેનાલમાં પરદેશી ગાર્ડિયન પાસે ઊછરેલો. કારણ કે કવિ કલાપીનાં રાણી રમાબાની કૂખે જન્મેલા મારા પિતા પ્રતાપસિંહજી તો મારી ત્રણ વરસની ઉંમરે જ દિવંગત થઈ ગયેલા, પણ મારા દાદાબાપુને કવિ કલાપીની જેમ વાંચનનો ભારે શોખ હતો. હું એમની પસંદગીનાં પુસ્તકોનો કિલ્લો કરીને વચ્ચે એમાં પુરાઈ જાઉં. ના પાડે તો બુમરાણ મચાવું ને એમની પેન્સિલો લઈને લાઠીના અમારા બંગલાની હાથ ચડે એ દીવાલ ચીતરી નાખું. આ જોઈને મારા પિતાજી કહેતા હતા કે આ છોકરો નક્કી ચિત્રકાર બનશે. વચ્ચે વળી મને સંગીતનો શોખ થયેલો. રાજકોટથી ઠાકોર લાખાજીરાજજીનાં રાણી અને મારાં ફઈબા એવાં રમણીકકુંવરબાએ મોકલેલું ઑર્ગન વગાડતો, પણ એ રસ બહુ જલદી ચિત્રકામની નીકમાં વળી ગયો. મારા અંગ્રેજ ગાર્ડિયન મિ. ટર્નરે મને નવ વર્ષની ઉંમરે રંગની પેટી આપેલી અને એમાંથી મેં કોડાઈ કેનાલમાં અમારા ઘરની સામે દેખાતી પેરૂમલ હિલનું ચિત્ર દોરેલું. એ જોઈને રાજી થયા. તે મિ. ટર્નરના મિત્ર કર્નલ વેલ-વેલ, એમણે મને થોડું શીખવ્યું. એટલા પ્રસન્ન કે એમને તો મને ગોદ લઈ લેવાનું મન પણ થઈ ગયેલું!'

'આપ કંઈક પરદેશની વાત કરતા હતા ને?'

'હા, એ પછી હું દહેરાદૂન ગયો. હું રૉયલ ઇંડિયન મિલિટરી કૉલેજમાં સાડાત્રણ વર્ષ ગાળીને સીધો લંડન ચાલ્યો ગયો. જોકે એમાં તકલીફ તો બહુ પડેલી, માને મારે સમજાવવાં મુશ્કેલ હતાં. માંસભક્ષણ નહીં કરવાનું. ચારિત્ર્ય શુદ્ધ રાખવાનું અને વિદેશમાં લગ્ન નહીં કરવાનું વચન આપ્યું ત્યારે માએ જવા દીધો. ડેવનશાયર ગયો,

લંડનમાં ખાનગી સંસ્થામાં શીખ્યો, પણ ખરું શિક્ષણ ચિત્રકામનું મને સ્લેઇડ્સ સ્કૂલ ઑફ આર્ટ્સમાં મળ્યું. એ પછી હું ઍપ્રેન્ટિસ થયો. એ પછી મને સર વિલિયમ રોઝિન્સ્ટાઇન અને જગવિખ્યાત પોટ્રેઇટ પેઇન્ટર ફાઇબર્ગ પાસે રહેવાની તક મળી, પણ શીખવા કરતાં ત્યાં જીવનના જે પાઠ મળ્યા તે અદ્ભુત હતા. એક પ્રસંગ તો હૈયે કોતરાઈ ગયો છે. તે કદી ભુલાશે નહીં.' મંગલસિંહજી બોલ્યા : 'અને તે એ કે લેડી રોઝિન્સ્ટાઇન રોજ રાતે એક માતાના વાત્સલ્યથી મને અને પોતાના પુત્રને અમે ભરઊંઘમાં હોઈએ ત્યારે આવીને ઓઢાડી જાય. એ ભુલાતું નથી અને બીજું ભુલાતું નથી તે એ કે એક વાર મેં એમને પૂછેલું કે 'મધર, આજે ફલાણા ટૉકીઝમાં બહુ સારો શો છે. નાટક છે તે જોવા જઉં? તો એ બોલતાં કે ના બેટા, એ શો તને શા કામનો? એ કરતાં તું બગીચામાં જા, પતંગિયાં જો, લાલ-પીળાં પર્ણો જો, પુષ્પો જો અને ત્યાં ન જવું હોય તો હાઇગેઇટના કબ્રસ્તાનમાં જા, કેટલું અદ્ભુત છે કબ્રસ્તાન! તેના પથ્થરોનું શિલ્પ અદ્ભુત છે. તું આ જગતના કોઈ પણ ખૂણામાં નજર કર. આ જગતના સર્જનહારની કલામાં ક્યાંય લોભ નથી. એણે રંગનાં કૂંડાં છૂટે હાથે ઢોળ્યાં છે. આકાશમાં જો અને એની રંગલીલા નિહાળ.

'લેડી રોઝિન્સ્ટાઇન નામ કંઈક પરિચિત લાગે છે.' મેં કહ્યું.

'હા' મંગલસિંહજી બોલ્યા: 'એ એ જ સન્નારી કે જેમને ગુરુદેવ ટાગોરે 'ગીતાંજલિ' અર્પણ કરેલું... અદ્ભુત માતાસ્વરૂપ સ્ત્રી હતાં એ...' વળી થોડી વાર રહીને એ બોલ્યા: 'અને એવા જ હતા સર વિલિયમ રોઝિન્સ્ટાઇન પણ. એક વાર એક જીવંત નગ્ન નારીદેહનું ચિત્ર બનાવતાં મને એકાએક લાગ્યું કે હું પુખ્ત બનતો જાઉં છું. વિકાર જન્મે છે, ત્યારે મેં એમની પાસે દોડી જઈને કહ્યું, સર, મને મારી માતાને આપેલું વચન યાદ આવે છે. મારે ચલાયમાન થવું નથી. મને એટલું કહો કે શી જરૂર છે આવાં ચિત્રો બનાવવાની! તો હસીને એમણે એમના એક મેડિકલ સર્જ્યન મિત્રનો દાખલો આપ્યો. કહ્યું કે એમને કોઈ પણ સ્ત્રીને જોઈને એમાં કોઈ ને કોઈ બીમારી જ દેખાય છે. જ્યારે મને એ જ સુંદર સ્ત્રી જોઈને એમ થાય છે કે આહા, હું એનું સુંદર ચિત્ર બનાવી શકું તો કેવું? આમ જો તમે કલાકાર હો તો કોઈ પણ સ્ત્રીને એની ચિત્રાત્મક રંગ-રેખા અને આકારમાં જ જુઓ. એમની આ વાતથી મને એક નવી જ દૃષ્ટિ મળી.'

બોલતાં-બોલતાં એ જરા વિચારોમાં ગરકાવ થઈ ગયા.

થોડી વારે સમાધિમાંથી ઝબકીને જાગ્યા! બોલ્યા: 'એ પછી હું વેસ્ટ મિન્સ્ટર પાર્લામેન્ટ હાઉસમાં દીવાલો પરનાં મ્યુરલ્સ (ભીંતચિત્રો) રીસ્ટોર થતાં હતાં તે જોવા ગયો. સર ફ્રૅન્ક બૅંગ્વિન એ કરતા હતા. વિશાળ કદનાં ચિત્રો

હતાં. એની ટેક્નિક જાણવા રોમના બે વાર ફેરા થયા અને એ પછી હું જર્મની ગયો ને ડૉ. ઓ. ઝેડ. ફ્યુએલરની પાસેથી આ કળા શીખ્યો, પણ તે પહેલાં મને ભીંતચિત્રો બનાવવામાં પણ ઊંડો રસ પડી ગયો ને મેં ભારત આવીને અનેક મ્યુરલ્સ બનાવ્યાં. સૌથી મોટું મેં મારા ભાઈ માટે બનાવેલું. જ્યારે પ્રથમ મ્યુરલ મેં જામનગરની આયુર્વેદ યુનિવર્સિટીમાં ધન્વન્તરી મંદિરનું કર્યું. ત્રણ ચિત્રો કર્યાં. એથીય મહત્ત્વનું કામ રાષ્ટ્રપતિભવન દિલ્હીમાં સૌરાષ્ટ્રની સંસ્કૃતિનો પૂરો ખ્યાલ આપે તેવો ઓરડો બનાવવાનું હતું, તે મેં કર્યું. તેમાં મારે ગોંડલમાં બનતો ગાલીચો બનાવવા માટે ગોંડલના જ કેટલાક ગાલીચા-કારીગરો ઉત્તર પ્રદેશના મિરઝાપુરમાં જઈને વસેલા, તેમને શોધી લાવવા પડેલા. આખો ઓરડો બનાવતાં ઘણો સમય લાગેલો. આજે તે ઓરડો ‘દ્વારકા-સ્યુઇટ’ તરીકે ઓળખાય છે. અશોક હોટલના ડાઇનિંગ હૉલમાં પણ એક મોટું મ્યુરલ મેં બનાવેલું છે. મારા ૧૯૩૦થી શરૂ કરીને ૧૯૭૫ સુધીના કામ તરફ નજર કરશો તો સમજાશે કે મેં વિવિધ પ્રકારની શૈલી, ફૉર્મ્સ અને સંયોજનોમાં કામ કર્યું છે. મારા વિષયોની પસંદગીમાં પણ માત્ર વૈવિધ્ય નહીં, મારા ચોક્કસ દર્શનની ઝાંખી થશે.’

ક્યાં લાઠી? ક્યાં કોડાઈ કેનાલ? ક્યાં ઇંગ્લૅન્ડ, રોમ? ક્યાં ફ્રાંસ? ક્યાં જર્મની? ને ક્યાં ભાવનગર સરદારનગરમાંની પ્રભાત સોસાયટીનો અલાયદો નિવાસ? નવજુવાન પુત્ર સ્વિમિંગ બાથમાં નહાવા ગયો અને ખોયો. વર્ષોથી બીમારી અને સાત ઑપરેશનો, હાર્ટના દર્દી, કોઈ કહે કે કેન્સરના દર્દી, છતાં દવા ન લેવી. મોજથી જીવવું, સાંજ પડે અને એક વૃક્ષને જોયા કરવું. સંગીતના શોખીન, સિતારિસ્ટ અને ચિત્રકામમાં પણ રસ લેતાં પત્ની પ્રવીણકુમારીબા સાથે જીવનની સંધ્યાના રંગો પણ પ્રસન્ન્તાપૂર્વક જોવા અને એ રીતે ક્યારેક કોઈ મનગમતા વિદેશી પતંગિયાની પાંખોની હૃદયે છપાઈ ગયેલી રંગોળીને એમના હૃદય પર ‘રીસ્ટોર’ કરીને જીવવું. કશું ભૂલવું નહીં. બધું યાદ રાખવું. છતાં પીડાવું નહીં. ને જીવવું ને જીવવું ને જીવવું.

હવે કુમાર મંગલસિંહજી ઑફ લાઠીના જીવનને સંસ્કૃતના કયા સુભાષિતમાં પરોવવું?

જોકે કુમાર મંગલસિંહજીએ તો ૧૯૮૫ની સાલમાં વિદાય લીધી. ©

*વિશેષ નોંધ - કુમાર મંગલસિંહજીની સાલ ૧૯૮૩ની આસપાસ મેં લીધેલી ટૂંકી મુલાકાતનાં ટાંચણો ઉપર આ લેખ આધારિત છે. તેમના ભારતમાંના ગુરુઓ અને સહાયકો વિષેની વધુ ઝીણી વિગતો તો નેટ પરથી મળી શકે, આમાં માત્ર તેમના વ્યક્તિત્વની એક છાલક જ આપવાનો આશય છે, ઇતિહાસમાં ઊતરવાનો નહીં. - લેખક*



# સર્વ આસનોમાં હું શવાસન છું!

☐ રમણ સોની

**માત્ર** એક જિંદગી પસાર કરી દેવા માટે આપણે કેટલા ઉધામા કરતા હોઈએ છીએ! કમાવા માટે કરીએ છીએ એથી વધારે ધમપછાડા આપણે આરોગ્ય સાચવવા માટે કરીએ છીએ – રે, શા માટે? જો આયુર્વેદિક 'આરોગ્યવર્ધિની' ગોળીઓ ગળવા-ચાવવાથી જ આરોગ્યવર્ધનની સમસ્યા ઊકલી જતી હોય તો કેવું સારું - એવું મને રોજ સવારે થાય છે. ઍલૉપથીવાળા વિટામિનોના Aથી Z સુધીનાં વિટામિનો મળે છે, એ બધાં વિટામિનોના ફાકડા ભરવાનું કહે છે, એ ખર્ચાળ ફાકડા પણ ભર્યા, પરંતુ પત્તો ન ખાધો.

એટલે એક હિતેચ્છુએ કહ્યું કે, 'બેવકૂફ, યોગાસનો કર. એક પણ પૈસાના ખર્ચ વિના આરોગ્ય સીધુંદોર થઈ જશે.' મને આ નિઃશુલ્ક ઉપાય ગમી ગયો એટલે 30 વરસ પહેલાં માળિયે ચડાવી દીધેલી યોગાસનોની નાનકડી ચોપડી નીચે ઉતારી.

અહા, છેક કૉલેજકાળમાં આ પુસ્તિકા અમે ઉત્સાહથી ખરીદી લાવેલા ને બમણા ઉત્સાહથી એક-એક આસનનો ટ્રાય મારી જોયેલો ને અમને ડોકમાં ને કમરમાં દુખાવા થઈ ગયેલા તેમ છતાં અમારા શરીરમાં સ્ફૂર્તિ આવી ગયેલી. એ સ્ફૂર્તિ આજે યાદ આવી ગઈ, પેલા હિતેચ્છુના દયાહીન ઠપકાથી.

એ જૂના દિવસોમાં અમારામાં બિલકુલ ન હતું એ શાણપણ, આટલાં વર્ષોના આળસ-સેવનથી અમારામાં જાગ્રત થયેલું. એથી, સૌથી પહેલા તો અમે બધાં આસનોનાં ચિત્રો જ જોઈ ગયા, એ વિશેના ફાયદા વાંચી જવામાં સમય ન બગાડ્યો.

ને એટલામાત્રથી અમને બ્રહ્મજ્ઞાન થયું કે આમાંનાં મોટાભાગનાં આસનો

તો એવાં છે કે આવતા જન્મે હું પશુ-પક્ષી-યોનિમાં જન્મ લઈશ ત્યારે જ થઈ શકશે. કેમ કે એ સિવાય તો કંઈ ઉષ્ટ્રાસન ઉર્ફે ઊંટાસન, કુક્કુટાસન એટલે કે કૂકડાસન, વૃશ્ચિકાસન અર્થાત્ વીંછ્યાસન, થઈ શકે? મનુષ્યે કરવાનાં આસનોમાં આ યોગાચાર્યોએ પશુ-પંખીઓને શા માટે દાખલ કર્યાં હશે? બને કે એ યોગીઓને જનપદને બદલે વનપદમાં જ વધુ રહેવાનું થયું હોવાથી મનુષ્યો કરતાં પ્રાણીઓનો સત્સંગ એમને વધારે થતો હશે ને પ્રાણીઓની દિનચર્યા જોઈને એમને આવાં આસનોની રચના કરવાનું સૂઝ્યું હશે, એવું અમારું દૃઢ પણ નમ્ર મંતવ્ય છે.

અમારું બીજું નિરીક્ષણ એ છે કે જેમ આયુર્વેદાચાર્યોને ઔષધોનાં લાંબાલચક, અટપટાં, બોલતાં લોચા વળી જાય એવાં નામ આપવાનો શોખ હતો, જેમ કે મહામંજિષ્ઠાધ્યરિષ્ટ, કુક્કુતાંડત્વક ભસ્મ, ઉન્માગદજાંકુશ રસ, વગેરે વગેરે એમ આ યોગાસનાચાર્યોને પણ એવાં જ જડબાતોડ (ને સાંભળનારને માટે કર્ણપટતોડ) યોગાસનોનાં નામ આપવાનો શોખ જણાય છે. મેં ચિત્રો નીચેની લીટીઓમાં જોયું કે અહીં તો અર્ધમત્સયેન્દ્રાસન છે, ને વળી પશ્ચિમોત્તાસન ને તોલાંગુલાસન પણ છે. આપણું તો આવી જ બને ને! મને યાદ આવી ગયું કે વીર કવિ નર્મદના સમયમાં એક 'અન્યોન્યબુદ્ધિવર્ધક સભા' હતી. આયુર્વેદના ને યોગના આચાર્યોની પણ આવી સભા જરૂર હોવી જોઈએ.

એટલે, ટૂંકમાં, એક પછી એક આસન રદ થતાં ગયાં. મારા જેવા અયોગ્ય માણસ માટે આ યોગ્યાસનો યોગ્ય ન હતાં. એક જમાનામાં અમારું એક પ્રિય આસન હતું – પદ્માસન. મહાયોગીઓ, મહાસંતો, મહાભગવાનોનું પણ એ એક કાયમી પ્રિય આસન હતું એટલે પદ્માસન વાળીને બેસતાંવેંત હું એ ઉચ્ચ કૅટેગરીમાં આપોઆપ આવી જતો. પરંતુ હવે પલાંઠ્યાસન પણ થઈ શકતું નથી. પલાંઠી વાળીને બેસવાની ડૉક્ટરોએ સ્પષ્ટ ના પાડી દીધી છે. એમણે હા પાડી હોત તો પણ મારાથી એ કૃત્ય કરી શકાય એમ નથી. એટલે હવે પદ્માસન પણ પ્રભુ પદ્મપાણિને અર્પણ!

એમ કરતાં-કરતાં છેવટે એક આસન પર મારી નજર ઠરી. કઠણ યોગાચાર્યોએ પણ એક અ-કઠણ આસન, મારા જેવા પ્રમાદપ્રેમીઓ માટે શોધ્યું છે ખરું! ઉમાશંકર જોશીએ કહેલું કે, 'અમારે શિક્ષકોને તો વર્ગ એ જ સ્વર્ગ.' એના પરથી મેં મારા માટે એક સૂત્ર રચ્યું છે : 'અમારે નિવૃત્ત શિક્ષકોને તો પ્રમાદ, એ જ પ્રમોદ.' પ્રમાદ ઉર્ફે આળસમાં જ અમને પ્રમોદ અર્થાત્ પુષ્કળ આનંદ મળે છે.

હા, તો મને ગમી ગયું જે યોગાસન એ શવાસન! યોગાસનોની ચોપડીમાં અગાઉ વર્ણવેલાં એ અંગતોડ આસનો

ક્યાં, ને શવાસન જેવું આ અંગરક્ષક આસન ક્યાં! આચાર્ય ભગવંતે વિવિધ આસનોના કષ્ટદાયક અધ્યાયો પછી મિષ્ટ પ્રસાદ રૂપે આ શવાસનથી પૂર્ણાહુતિ કરી એ સામે જ એક અ-લૌકિક ઘટના છે.

સાચું કહું? અગાઉનાં આસનોનાં ચિત્રો ને નામ જ હું જોઈ ગયેલો, પણ આ આસનનો તો વર્ણન-વાંચન-લાભ પણ મેં લીધો. આચાર્યે એમાં બે પ્રસન્નકાર વાક્યો લખ્યાં છે : 'એક પણ આસન ન કરી શકનાર માણસ શવાસન કરીને ઘણો ફાયદો મેળવી શકે છે' અને બીજું એ કે, આસન કરતાં-કરતાં, 'ઊંઘી જવાય તો શરમ કે ગ્લાનિ ન અનુભવવી.' આહા, વર્ષો પહેલાં થઈ ગયેલા યોગીઓ કેટલું દૂરનું ભવિષ્યદર્શન કરી ગયા છે, છેક મારો વિચાર પણ એમણે કરી રાખેલો.

બીજાં બધાં આસનોની જેમ જ 'શવાસન કરવું' એમ કહેવાય છે, પણ એમાં 'કરવું' એના કરતાં કશું ન કરવું એ મહત્ત્વનું છે. ચત્તા સૂઈ જાઓ, શબની જેમ. હલનચલન નહીં, આંખો પણ બંધ. સાચેસાચા શબમાં ને શબાસન કરનારમાં માત્ર એક, ખૂબ જ પાતળો તફાવત હોય છે - શવાસનમાં શ્વાસ કાયમ ખાતે બંધ કરી દેવાની છૂટ હોતી નથી. એ તો પછી નિત્ય શવાસન નામનો નવો પ્રકાર બની જાય.

દરેક આસન દરરોજ અમુક મિનિટ કરવાનાં હોય છે, પણ હું શવાસન દરરોજ બપોરે જમ્યા પછી સળંગ બે કલાક કરું છું ને રાત્રે વધારેમાં વધારે આઠ કલાક કરું છું. ભાગ્યે જ કોઈ યોગીએ કે અ-યોગીએ આટલું પ્રલંબાસન કર્યું હશે.

મને લાગે છે કે મારા આરોગ્યને હવે આંચ નહીં આવે.

❑❑❑



નિમાવર શિવ મંદિર

# નર્મદા પરિક્રમાપથનાં શિવાલયોમાં શિવનો સંસર્ગ અને આધ્યાત્મિક અનુભવ

☐ કૌશિક ઘેલાણી

**ક્યા**રેક કુદરતી સંકેત મળતા હોય છે અને કુદરત જ પરિસ્થિતિઓનું નિર્માણ કરે છે, તમે કોઈ એવા રસ્તા પર ચાલી નીકળો જે ખરેખર તમારા માટે જ સર્જાયો હોય છે. મને નર્મદા પરિક્રમા કરવાની ઇચ્છા ત્યારથી હતી જ્યારથી રેવા સાથે જોડાવાના સંજોગ બન્યા. અનાયાસે જ રેવા સાથે જોડાવાનો મોકો મળ્યો અને રેવા જીવનનો ખૂબ જ મહત્ત્વનો હિસ્સો બની ગઈ. દરેક વ્યક્તિ સાથે આવી કોઈ ને કોઈ ઘટના તો બનતી જ હોય છે, જેમાં કુદરતનો સંકેત હોય. પરિક્રમા કરવાનો



મહેશ્વર ઘાટ

સંકલ્પ પણ આ રીતે જ બન્યો. કોઈ ખાસ નિયમ, માનતા કે જિજ્ઞાસાને પકડીને નહીં, પણ બસ મને પરિક્રમા કરવી જ છે એવી તીવ્ર ઇચ્છા થઈ એટલે સમય, ચાતુર્માસ કે સુરક્ષા જેવા કોઈ પણ કારણને કાને ધર્યા વિના નીકળી પડ્યો. રેવાના કારણે જ શિવનાં વિવિધ શિવાલયોમાં રહેવાના કે જોવાના સંજોગો ઘડાતા ગયા અને આપોઆપ શિવ સાથે વધુ પરિચય કેળવાયો. નદીકિનારાનો માર્ગ સામાન્ય રીતે અંતરિયાળ ગામડાંઓમાંથી પસાર થતો હોય અને ત્યાં પ્રકૃતિ સોળે કળાએ ખીલેલી હોય છે અને પ્રકૃતિનાં સાંનિધ્યમાં ગામને છેવાડે શિવજી બિરાજેલા જ હોય. એ જ તમારો આશરો એટલે અનાયાસે પણ શિવજી સાથે તમારો પરિચય થયા વિના ના રહે. પરિક્રમા દરમ્યાન આવાં સ્થાનક પર આરામ કરવાની અનુભૂતિ પળ વારમાં થાક ક્યાં ખંખેરી નાખે એ પણ ન સમજાય. પહેલાંના સમયમાં દરેક ગામના ચોરે એક મંદિર હોતું, પાદરમાં એક શિવાલય અને ગામની બહાર એક મઢી. નર્મદા પરિક્રમાપથમાં આવાં અઢળક શિવાલયો, પ્રાચીન શિવસ્થાનકો વગેરે આવે છે, પણ અમુક સ્થાનકો હૃદયને સ્પર્શી ગયાં અને જગ્યા છોડવાનું મન ન થાય એવાં હતાં, એવાં સ્થાનકો વિષે અહીં વાત કરીશું.

**હાફેશ્વર મહાદેવ :** ગુજરાત - મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્ર ત્રણે રાજ્યોમાં વહેતી નર્મદાના ઘાટ પર પહાડોની ઘાટી વચ્ચે અદ્‌ભુત શિવાલય છે. ગુજરાતમાં છોટા ઉદેપુર જિલ્લાનાં કાવંત નજીક આવેલ આ સ્થળ નર્મદાના ડૂબક્ષેત્રમાં હોઈ નદીકિનારે નવું મંદિર બનાવવામાં આવ્યું છે, પણ જૂનું મંદિર ક્યારેક-ક્યારેક પાણીની સપાટી ઓછી થતાં દેખાય છે અથવા તો નાવ લઈને મંદિરને જળમગ્ન જોઈ શકાય છે. છેલ્લે ૨૦૧૮માં હાફેશ્વરનું શિવાલય અર્ધું બહાર આવ્યું હતું. મંદિરની ધજા જળસપાટી પર જોઈ શકાય છે. અહીં ભોજન માટે ભંડારો અને

યાત્રિકોને રહેવા માટે સુવિધા મંદિર દ્વારા જ કરવામાં આવે છે. ચોતરફ વનરાજી અને નર્મદા નદીનો ઊંડો પ્રવાહ માણવો હોય તો આ સ્થળ શ્રેષ્ઠ કહી શકાય.

**કોટેશ્વર મહાદેવ :** કોટેશ્વર ઘાટ મધ્યપ્રદેશનાં ધાર જિલ્લામાં નર્મદાનાં ડૂબક્ષેત્રમાં આવેલ રમણીય સ્થાનક છે, જ્યાં ખૂબ જ વિશાળ પટમાં નર્મદા મુક્તમને વહેતી જોવા મળે છે અને અહીં નર્મદાનો રવ પણ સાંભળવા મળે છે. વિંધ્યાચળ પર્વતમાળાની ગોદમાં વસેલું કોટેશ્વર કુદરતના અસીમ વહાલ વચ્ચે લીલોતરીથી સતત છવાયેલું રહે છે. મહાભારતના કાળથી જાણીતું આ શિવાલય મહાદેવની હાજરીનો દિવ્ય અનુભવ કરાવે છે. સામાન્ય રીતે આ મંદિર નર્મદાના ડૂબક્ષેત્રમાં હોઈ ચોમાસા દરમ્યાન જળમગ્ન રહે છે એટલે આસપાસનાં વિશાળ વૃક્ષો પણ પાણીની સપાટીની નીચે ગરકાવ થઈ જાય છે. અહીં દગડું મહારાજની અખંડ રામધૂન વાતાવરણને દિવ્ય બનાવે છે. જૂના કોટેશ્વરથી થોડે દૂર નવું કોટેશ્વર નગર વસાવવામાં આવ્યું છે. અહીંનું નર્મદાજળ એટલું શુદ્ધ છે કે માછલીઓને સ્પષ્ટ રીતે જોઈ શકાય. શ્રાવણ માસ દરમ્યાન અહીં પાર્થિવ શિવલિંગનું પૂજન વૈદિક મંત્રોચ્ચાર સાથે કરવામાં આવે છે. 'રેવા' - આ એક શબ્દ વંચાય કે તરત મનમાં ક્યાંક એનો મધુર રવ સંભળાય, સ્મૃતિપટમાં વમળો લેતી, પહાડો કૂદતી, પથ્થરોની શિલાઓ સાથે અફળાતી અને સાવ શાંત અને પહોળા પટમાં જરા પણ અવાજ વિના વહેતી એવાં તમામ અલગ-અલગ રૂપો નજર સમક્ષ તરવરવા લાગે. ભાગ્યે જ કોઈ હશે કે જેના મનમાં આ નિર્મળ



કોટેશ્વર ઘાટ

ધારા નહિ વહેતી હોય. નર્મદા ભારતના દરેક જનોને જાણે અજાણે સ્પર્શે છે અને નિરંતર વહે પણ છે. રેવાની પરિક્રમા દરમ્યાન નિર્જન કોટેશ્વર ઘાટ પર બેસીને સામે કિનારે આવેલ રાજઘાટને નિહાળતાં-નિહાળતાં નર્મદાનું વહાલ માણ્યું ત્યારે સહજતાથી સમજાયું કે નર્મદા આ દેશનાં જ પુણ્યશાળી જનોની તપશ્ચર્યા અને સારાં કર્મોનું ફળ છે, જે આપણા જેવા ભાગ્યશાળી જનોને સહજ રીતે મળે છે અને એના કિનારે ચાલનારા લોકોના મનમાં પણ એ જ સહજતા અને શ્રેષ્ઠ વ્યક્તિત્વના તમામ ગુણોની સરવાણી વહેતી કરે છે.

**નીલકંઠ મહાદેવ માંડવગઢ :** માંડવગઢની ખૂબસૂરતી, અહીંની ભવ્ય બાંધકામની શૈલી અને અહીંનું કુદરતી નયનરમ્ય વાતાવરણ મુલાકાતને યાદગાર બનાવે છે. માંડવગઢમાં પ્રવેશતાં જ ભવ્ય નીલકંઠ મંદિર જાણે તમારું સ્વાગત કરવા માટે તત્પર હોય છે. સોળમી સદીમાં બનેલું નીલકંઠ મહાદેવ મંદિરમાં આવેલા શિવલિંગ પર પથ્થરોમાંથી સતત વહેતી કુદરતી ધારા અભિષેક કરે છે. વિવિધ રાજાઓ, સુલતાનોએ મંદિરમાં વિવિધ શૈલીથી ફેરફાર કરાવ્યો હોઈ હિન્દુ અને મુઘલ સ્થાપત્યની ઝલક આ મંદિરમાં જોવા મળે છે. મંદિરની નજીક પર્વતમાળા પરથી સૂર્યાસ્તનું નયનરમ્ય દૃશ્ય મનને તૃપ્ત કરે એવું હોય છે.

**સિદ્ધનાથ મહાદેવ, નિમાવર :**



નિમાવર ઘાટ

ભારતીય પુરાતત્ત્વ વિભાગની દેખરેખ હેઠળ આવેલ સિદ્ધનાથ મહાદેવ મંદિર દેવાસ જિલ્લાના નિમાવર ખાતે આવેલ છે. બ્રહ્માજીના માનસપુત્ર દ્વારા સતયુગમાં સ્થાપિત આ મંદિર નર્મદા ઘાટ પર આવેલા હિંદુઓનું મુખ્ય આસ્થાકેન્દ્ર છે. અસંખ્ય દેવી-દેવતાઓનાં કંડારીને બનાવેલાં શિલ્પોથી સુશોભિત આ મંદિર સાથે મહાભારતની કથાઓ પણ જોડાયેલી છે. અહીં પાંડવો દ્વારા અર્ધું બનેલું મંદિર પણ આવેલ છે. દેવોના દેવ મહાદેવનો પ્રથમ શૃંગાર ચિતાની છેલ્લી ભસ્મથી થાય છે. આ શૃંગારને રેવાને તીરે દર્શન કરવાનો લહાવો મળે એ પણ સદીઓ પુરાણા શિવાલયમાં એટલે જાણે શિવ જાતે જ કૃપા વરસાવે છે એવો અનુભવ થાય.


સહસ્રધારા

વહેલી સવારે અહીં ભસ્મ આરતીનો લાહવો અને નર્મદા-સ્નાનનો લાહવો પણ લઈ શકાય છે. અહીં વિવિધ આશ્રમો અને સંસ્થાઓ છે, જ્યાં રહેવા-ખાવાની સુવિધાઓ વિના મૂલ્યે મળી રહે છે.

**સહસ્રધારા, મહેશ્વર :** શિવ અને શિવ આત્મજા રેવાના સંસર્ગમાં એનાં ખળ-ખળ વહેતાં નીરને દિવસે મન ભરીને નિહાળ્યું અને રાત્રે મન ભરીને સાંભળ્યું ત્યારે સમગ્ર સૃષ્ટિ જાણે રેવા સામે નતમસ્તક હોય એવી અનુભૂતિ થાય. આ સ્થળ એટલે સહસ્રધારા. અહીં નર્મદાની વહેતી અનેક ધારાઓ વચ્ચે શિવ વિરાજમાન છે એટલે રાત્રી દરમ્યાન રેવાનાં નીરને સાંભળતાં-સાંભળતાં આકાશના વિશાળ તારોડિયાના ભંડારનાં દર્શન નરી આંખે કરી શકાય. ઘુવડનો સતત ભય પ્રેરતો અવાજ, તમરાઓ અને દેડકાઓનો રાત્રિની નીરવ શાંતિ સાથે તાલ મિલાવવા પ્રયત્ન કરતી સતત ધૂન, પોતાના જ પગરવથી પણ હૃદયના ધબકારની ગતિ પળ વારમાં વધી જાય. ક્યારેય ન ગયા હોય અને આસપાસમાં કોઈ જ વ્યક્તિની હાજરી ન હોય, ઊંડાં પાણીમાં કિનારેથી સચેત થઈને અચાનક જ કૂદકો લગાવી રહેલાં જળચર જીવો અને અગોચર વિશ્વની સતત વહેતી રહેતી ધૂન એક ભયાવહ વાતાવરણનું સર્જન કરે. રાત પડતાં જ વૃશ્ચિકની પૂંછડીમાંથી તેજસ્વી ધનુએ આકાશ અને મારી આંખો ચમકાવી.

હું બસ સ્તબ્ધતાના આરે આવીને ઊભો રહ્યો અને રેવા સામે નિઃશબ્દ થઈને તાકી રહ્યો.

શિવ અને રેવા, ખરેખર સમર્પણ છે મારું સંપૂર્ણ તને, તું જ્યાં હોય ત્યાં ડર શું હોય?

❑❑❑



# રૉંગ નંબર

☐ મોના જોષી

"**સા**ડા અગિયાર થયા. હજી પત્યું નથી તમારું કામ? સવારની ફ્લાઇટ છે. વહેલા ઊઠવાનું છે, યાદ છે ને? પછી ઊંઘ પૂરી નહીં થાય એટલે માથું દુખશે." પલ્લવીનો ઊંઘરેટો અવાજ સાંભળી મારું ધ્યાન ઘડિયાળ તરફ ગયું. સાડા અગિયાર થઈ ગયા હતા. મેં બધી ફાઈલ્સ બંધ કરી બૅગમાં મૂકી. આજનો આખો દિવસ કાલે થનારી મિટિંગની તૈયારીમાં જ ગયો હતો. બધું તૈયાર હતું. છતાં થોડું ટેન્શન હતું. જો આ ડીલ થઈ જાય તો બિઝનેસને એક નવા

પડાવે લઈ જવાની તક હતી.

મેં મોબાઇલમાં 4:00 વાગ્યાનો એલાર્મ સેટ કર્યો. ફરી પલ્લવીનો ઊંઘરેટો અવાજ આવ્યો, "દર પંદર દિવસે તમે બિઝનેસ ટ્રિપ ઉપર જાઓ છો અને મારી ઊંઘ બગાડો છો. એલારામ વગર ઊઠી જતા હોવ તો! તમારા લીધે મારે પણ વહેલા ઊઠવું પડે છે." મેં પલ્લવીને ગણકાર્યા વગર ઍલાર્મ ઑન કર્યો અને લાઇટ ઑફ કરવા હાથ લંબાવ્યો. ત્યાં મોબાઇલની રિંગ વાગી. મારી નજર મોબાઇલ સ્ક્રીન ઉપર ગઈ, "અનનૉન નંબર! અત્યારે કોણ હશે? ઉપાડું કે નહીં? આ ટાઇમે તો કોઈ અર્જન્ટ હોય તો જ ફોન કરે, પણ કોણ હશે?" ત્યાં પલ્લવી બરાડી, "યાર કાં તો ફોન ઉપાડી લો, કાં તો કટ કરી દો. ત્રાસ છે તમારો."

મેં તરત ફોન ઉપાડી લીધો. પલ્લવી ડિસ્ટર્બ ના થાય એમ ધીમા અવાજે 'હેલો' બોલ્યો. આગળ 'કોણ' એમ પૂછું એ પહેલાં સામેથી સ્પીકર ફાડી નાખે એવો અવાજ આવ્યો, "સંદીપ... બેટા... સંદીપ... હું મમ્મી બોલું છું... તું ક્યાં છે...? તું ક્યાં જતો રહ્યો? તું કશું કરી બેસતો નહીં, બેટા... પ્લીઝ... મારા સમ છે... પપ્પા તને કંઈ નહીં બોલે... હું આવું છું બેટા... તું ત્યાં જ રહેજે... હું આવું છું... હું નીકળી ગઈ છું... સંદીપ... સંદીપ..."

હજુ હું કંઈ સમજું કે સમજાવું એ પહેલાં સામેથી ફોન કટ થઈ ગયો. હું પૂતળાની જેમ ફોન પકડીને બેસી રહ્યો. પલ્લવી પણ જાગીને મારી સામે બેસી ગઈ. એની આંખમાં પણ આશ્ચર્ય હતું, "કોણ હતું?"

હું આશ્ચર્યથી બોલ્યો, "મને શું ખબર? રૉંગ નંબર હતો." પલ્લવી બોલી, "તો તમારાથી બોલાય નહીં કે રૉંગ નંબર છે, બહેન. એમને તો બિચારાંને એમ જ ને કે એમણે એમના દીકરા સાથે વાત કરી." પલ્લવીની વાત કાપતાં હું અધવચ્ચેથી બોલ્યો, "અરે પણ એમણે મને બોલવાનો ચાન્સ જ ના આપ્યો. તે પહેલાં તો ફોન કટ કરી દીધો. ઊભી રહે, હું ફોન લગાવું છું."

મેં એ અજાણ્યા નંબર ઉપર કૉલ કર્યો. થોડી વાર રિંગ વાગી, પણ કોઈએ ફોન ઉપાડ્યો નહીં. હું અને પલ્લવી એકબીજાંની સામે જોઈ રહ્યાં. પલ્લવી સ્વગત બબડી, "બિચારી! એના દીકરા માટે કેવી વલખાં મારતી હશે?" પછી એકદમ કંઈ યાદ આવ્યું હોય એમ બોલી, "બાય ધ વે, સાંજે મમ્મીજીનો ફોન હતો. હું તમને કહેતાં ભૂલી ગઈ."

મારી અકળામણ મેં પલ્લવી ઉપર ઉતારી, "છેક હવે કહે છે! હવે તો મમ્મી સૂઈ ગઈ હશે. હું ઑફિસથી આવ્યો ત્યારે ના કહેવાય!" પલ્લવી પણ સામે એટલી જ અકળામણથી બોલી, "તમે ઑફિસથી આવીને તરત ફાઈલ્સ લઈને રૂમમાં ભરાઈ ગયા હતા અને ડિસ્ટર્બ

કરવાની ના પાડી હતી. પછી હું શું કરું? ચાલો સૂઈ જાવ. હવે કાલે વાત." પલ્લવી માથે-મોઢે ઓઢીને પડખું ફરી ગઈ, પણ મારા માટે ઊંઘવું મુશ્કેલ થઈ ગયું. રહી-રહીને પેલી અજાણી માનો આર્તનાદ કાને અથડાતો રહ્યો. એને તો જોઈ નહોતી, પણ મારી માનો ચહેરો નજર આગળ અંકિત થઈ ગયો. છેલ્લે મમ્મી જોડે ક્યારે વાત કરી હતી? શાંતિથી? યાદ નથી. મેં ફોન કર્યો હોય એવું તો યાદ નથી જ, પણ એનો ફોન આવ્યો હોય તો પણ, 'કશું અર્જન્ટ ના હોય તો પછી ફોન કરજે ને મમ્મી. હું થોડો બિઝી છું.' અને દર વખતે એ નિસાસો નાખીને ફોન કટ કરી દેતી હતી.

મેં ઘડિયાળમાં નજર કરી બાર વાગવા આવ્યા હતા. અત્યારે મમ્મીને ફોન કરું? જાગતી હશે? બાકી કાલ ઉપર રાખીશ તો ફરી કામમાં ગૂંચવાઈ જઈશ અને ભૂલી જઈશ. મેં મોબાઇલ હાથમાં લીધો અને મમ્મીને ફોન લગાડ્યો. મારા આશ્ચર્ય વચ્ચે ત્રીજી રિંગે મમ્મીએ ફોન ઉપાડી લીધો, "બેટા વિનુ! અત્યારે? બધું બરાબર છે ને?" એના અવાજમાં કંપન હતું. મેં તરત જવાબ આપ્યો. "બધું ઓકે છે મમ્મી. તું ચિંતા ના કર. આ તો સાંજે તારો ફોન આવ્યો ત્યારે વાત ના થઈ અને અત્યારે જ ફ્રી થયો એટલે થયું કે રિંગ મારી જોઉં. જાગતી હશે તો ફોન ઉપાડશે, પણ તું કેમ આટલા મોડે સુધી જાગે છે? તારી તબિયત સારી છે ને?"

સામે છેડેથી ધીમો મલકાટ સંભળાયો, "હવે આ ઉંમરે બહુ ઊંઘ ના આવે. હા પણ, આખો દિવસ મૂંગોમંતર રહેલો ફોન આમ અડધી રાત્રે રણકી ઊઠે અને એમાંય તારું નામ લખેલું આવે એટલે થોડો ધ્રાસકો પડે." મને થોડો અફસોસ થયો, "સૉરી મમ્મી, મેં તને ગભરાવી દીધી. જોકે તને તો ધ્રાસકાની આદત હશે, નહીં! હું નાનો હતો ત્યારે આમ જ ક્યારેક અડધી રાત્રે માંદો પડી જતો હતો. બેઠાં-બેઠાં રમતો હોઉં તો પણ અચાનક વગાડી બેસતો હતો અને તું આમ જ ધ્રાસકા ભેર દોડતી હતી."

અને સામે છેડેથી ખડખડાટ હાસ્ય વેરાયું. ઘણા વખતે મમ્મીને આમ હસતી સાંભળી. એક્ચ્યુલી ઘણા વખત પછી મમ્મીને 'સાંભળી'. અમે મા-દીકરો ક્યાંય સુધી વાતો કરતાં રહ્યાં. પલ્લવી કંટાળીને બાજુના રૂમમાં સૂવા ચાલી ગઈ. ફોન મૂક્યો ત્યારે મન થોડું હળવું થયું હતું. ફરી પેલા રૉંગ નંબર ઉપર ફોન જોડ્યો. નો રિપ્લાય. હજી 'સંદીપ... સંદીપ...'નો આર્તનાદ કાને અથડાઈ રહ્યો હતો. મને મારો દીકરો યાદ આવ્યો. ફરી ઘડિયાળ તરફ નજર ગઈ. પછી ખ્યાલ આવ્યો, 'ત્યાં તો અત્યારે દિવસ હોય. ત્યાં તો કૉલ કરાય.'

મેં ફરી મોબાઇલ હાથમાં લીધો. ખાસ્સી રિંગ વાગી પછી સામેથી ફોન

ઊંચકાયો, "હલો ડેડી! હાવ આર યૂ? ઇઝ એવરી થિંગ ઓકે? તમે કેમ ફોન કર્યો?"

એનો છેલ્લો પ્રશ્ન મને થોડોક ખૂંચ્યો. પણ જાણતો હતો કે એમાં મારો જ વાંક છે. મને તો એને સામેથી ફોન કરવાનો ટાઇમ નહોતો મળતો, પણ એનો ફોન આવે ત્યારે પણ હું કાં તો ટૂર ઉપર, કાં તો મિટિંગમાં, કાં તો ઑફિસમાં બિઝી રહેતો.

આપણે આપણા અહંને પોષવા દોડતા રહીએ છીએ અને પરિવારને એમ કહીએ છીએ કે આ બધું તમારા માટે જ કરીએ છીએ. મારા દીકરાએ કે મારી પત્નીએ ક્યારેય કોઈ ફરિયાદ નથી કરી, પણ આજે મને ખબર નહીં કેમ, થોડી ગિલ્ટી ફીલ થઈ રહી હતી. મેં કહ્યું, "રિલેક્સ બેટા, બધું ઓકે છે. આ તો તારી યાદ બહુ આવતી હતી એટલે મેં ફોન કર્યો. તું કેમ છે? ભણવાનું કેવું ચાલે છે? તને મેં ડિસ્ટર્બ તો નથી કર્યો ને?"

"નો પપ્પા. નોટ ઍટ ઑલ. ઉપરથી હું તો ખુશ છું કે તમે ફોન કર્યો. મમ્મીને તમારી ખબર પૂછતો રહું છું. મમ્મી હંમેશાં ફરિયાદ કરતી હોય છે કે તમે બહુ કામ કરો છો. હવે ઉંમર થઈ પપ્પા. થોડો આરામ કરવાનું રાખો. અમને તમારી ચિંતા થાય છે." દીકરાની એક-એક વાતોથી હૃદયમાં આનંદનો ઊભરો આવી રહ્યો હતો. હંમેશાં એની મમ્મીની વાતોમાં જ એને મોટો થતો જોયો હતો. પણ આજે વાતો કરતાં લાગ્યું કે દીકરો ખરેખર મોટો થઈ ગયો છે. અચાનક જ મને મારી ઉંમર વર્તાવા લાગી. આરામ કરવાની, દીકરાના ખભે હાથ મૂકીને ચાલવાની ઇચ્છા થઈ. મનમાં ગાંઠ વાળી, આ ટૂર ઉપરથી પાછા ફરીને દીકરાને મળવા અમેરિકા જવું છે. આમ પણ પલ્લવી ઘણા વખતથી એને યાદ કરી રહી છે.

એ થોડી મિનિટની વાતચીતે અમને બંનેને ઘણા નજીક લાવી દીધા. મનમાં ક્યારેય ન અનુભવી હોય એવી પ્રસન્નતા વ્યાપી ગઈ. આંખમાંથી ઊંઘ સાવ ઊડી ગઈ હતી. પલ્લવીને ઉઠાડીને એની સાથે વાતો કરવાનું મન થયું, પણ એની ઊંઘ બગાડવાની ઇચ્છા ના થઈ. મોબાઇલ હાથમાં લઈને એમ જ કૉન્ટેક્ટ લિસ્ટ ઉપર નજર દોડાવતો હતો. એક નામ ઉપર નજર પડી અને હાથ અટકી ગયા. ‘નયન!’ આનો નંબર મારી પાસે છે? ક્યારે, કોની પાસેથી નંબર લીધો એ યાદ નથી. છેલ્લે ક્યારે વાત કરી એ પણ યાદ નથી. પણ સાંભળ્યું છે કે એની સ્થિતિ બહુ સારી નથી.

આને અત્યારે ફોન લગાવાય? નયન! બાલમંદિરથી બારમા સુધી અમે સાથે ભણેલા. બંનેની દોસ્તી એટલી ગાઢ કે શિક્ષકથી લઈને સાથે ભણતા મિત્રો પણ બંનેને એક જ નામથી બોલાવતા. 'વિનિયા'. એમાં વિનય અને નયન

બંને આવી જતા. પછી તો અમે પણ એકબીજાને આ નામથી જ બોલાવતા હતા. મારાં લગ્ન થયાં ત્યાં સુધી એની સાથે કૉન્ટેક્ટ હતો. પછી ધીરે-ધીરે ક્યારે કૉન્ટેક્ટ છૂટી ગયો એ યાદ નથી. આને અત્યારે ફોન લગાવાય? જોકે આને તો ગમે ત્યારે ફોન લગાવાય અને આજે ખબર નહીં કેમ, મને બધાને ફોન લગાવવાની ચાનક ચઢી હતી. મેં નંબર લગાવ્યો અને એક કાન થઈને સાંભળી રહ્યો.

"વિનિયા તું? અડધી રાત્રે? બધું બરાબર તો છે ને ભઈલા?" નયનનો અવાજ સાંભળી હૃદયમાં હરખના જાણે હિલોળા ઊઠ્યા. અજાણતાં જ અવાજ ગળગળો થઈ ગયો, "સૉરી યાર, તને અડધી રાતે ડિસ્ટર્બ કર્યો, પણ તારી યાદ આવી એટલે મેં ફોન લગાવી દીધો." સામેથી એટલા જ હરખથી થરથરતો અવાજ આવ્યો, "આને ઊંઘ બગાડી ના કહેવાય, રાત સુધારી કહેવાય દોસ્ત. તારો અવાજ સાંભળીને ઘણું સારું લાગ્યું. કેમ છે તું? આજે મારી યાદ ક્યાંથી આવી તને?"

"ક્યારેય ભૂલ્યો જ નહોતો તને, તો યાદ કરવાનો સવાલ જ ક્યાંથી ઊઠે?" એવો ફિલ્મી ડાયલૉગ નહીં મારું. સાચું કહું તો હું આ જીવનની ઘરેડમાં અને આ મહત્ત્વાકાંક્ષાઓના મહેલ ચણવામાં એટલો મશગૂલ થઈ ગયો હતો કે મારાં પોતાનાં કહી શકાય એ બધાં જ પાછળ છૂટી ગયાં હતાં. આજે થોડોક થાક ખાવા બેઠો તો બધાં યાદ આવી ગયાં. 'મિસ્ટર વિનય, સર, સાહેબ...' તો ઘણાના મોઢેથી સાંભળ્યું, પણ આજે 'વિનિયા' સાંભળવાનું મન થયું એટલે તને ફોન કર્યો."

સામે છેડે ખડખડાટ હાસ્ય સંભળાયું. પછી તો યાદના પટારા ખૂલ્યા. હું જેને સાવ ભૂલી ગયો હતો એવા-એવા મિત્રો અને બાળપણના પ્રસંગો એણે યાદ કરાવ્યા, "વિનિયા તને યાદ છે પેલી હેમામાલિની?" મેં મગજ ઉપર જોર કર્યું. એક ચહેરો ઝાંખો-ઝાંખો યાદ આવ્યો અને એની સાથેનો આખો પ્રસંગ ઝબક્યો, "હા હા, હેમા માળી. આપણે એને 'હેમામાલિની' કહેતા હતા અને એવી રૂપાળી પણ હતી. પણ મારા કારણે બિચારીનો ચહેરો બગડી ગયો." મેં અફસોસ સાથે કહ્યું. પછી ઉમેર્યું, "તને એ ક્યાં મળી?"

નયન ઉત્સાહભેર બોલ્યો, "હરદ્વાર. એના નાક ઉપર હજી એ નિશાન હતું, પણ હવે ચશ્માંની ડાંડીને લીધે થોડું ઓછું દેખાતું હતું." મારી નજર આગળ એ પ્રસંગ પાછો ભજવાઈ ગયો.

મેં હેમાને ડરાવવા માટે એના દફ્તરમાં દેડકો મૂકી દીધો હતો. દેડકો જોઈને એ ડરીને ભાગવા ગઈ અને પડી. બેન્ચ એના નાક ઉપર અથડાઈ અને એ લોહીલુહાણ થઈ ગઈ. એના નાક ઉપર હંમેશ માટે મોટો કાપો પડી ગયો. આ

કારસ્તાન કોનું હતું એ જાણવા બધાએ બહુ પ્રયત્નો કર્યા, પણ સત્ય ક્યારેય સામે આવ્યું નહીં.

મેં આશ્ચર્યભેર પૂછ્યું, "તું કેવી રીતે ઓળખી ગયો એને? મને તો એનો ચહેરો પણ બરાબર યાદ નથી." નયન હસવું રોકતાં બોલ્યો, "આમ તો ઓળખાણ ના પડત, પણ એ કોઈની સાથે વાત કરતાં-કરતાં એની આદત મુજબ થોડી-થોડી વારે 'ઓક્કે' બોલતી હતી." મને યાદ આવ્યું, એને દરેક વાતે ઓકેને બદલે ઓક્કે બોલવાની આદત હતી. મેં ખેદ સાથે કહ્યું, "યાર મને મળે તો મારે એની માફી માગવી છે. મારા લીધે બિચારીનો ચહેરો બગડી ગયો." નયન બોલ્યો, "રહેવા દે હવે, એ વખતે પણ તું કહેતો હતો કે હું એની માફી માગી લઉં, પણ કશું બોલી જ નહોતો શક્યો. આ તો સારું થયું કે વાત બહાર ના આવી. નહીં તો એના પપ્પા તારો ચહેરો બગાડી નાખત. યાદ છે ને એના પપ્પાએ સ્કૂલમાં આવીને કેવા ઘાંટા પાડ્યા હતા?"

આવા તો કંઈ કેટલાંય તોફાનોના રાઝદાર હતા અમે બંને. આજે બધું જ જાણે ઊમટી-ઊમટીને બહાર આવી રહ્યું હતું. હંમેશાં તણાયેલી રહેતી મગજની નસો નયન જોડે વાત કરતાં એકદમ જ હલકીફૂલ થઈ ગઈ હતી.

નયનનો ફોન મૂક્યો ત્યારે સવારના ચાર થવા આવ્યા હતા. મેં એલાર્મ ઑફ

કરી દીધો. આજે પલ્લવીને હેરાન નથી કરવી. જાતે જ ચા બનાવીને કપ લઈને બહાર હીંચકા ઉપર બેઠો. પેલું મિટિંગનું ટૅન્શન અને બિઝનેસના વિચારો ક્યાંય ગુમ થઈ ગયાં હતાં. તન-મન એકદમ પ્રફુલ્લિત હતાં. મને ફરી પેલો 'સંદીપ, સંદીપ'નો પોકાર યાદ આવ્યો. એક છેલ્લી વાર મેં નંબર ડાયલ કર્યો. રિંગ વાગતી રહી. હું ફોન કટ કરવા જતો હતો અને સામેથી ફોન ઊંચકાયો. મારા હૃદયના ધબકારા વધ્યા. આટલી સુખદ ક્ષણો વિતાવ્યા પછી કોઈ દુઃખદ સમાચાર સાંભળવા ના મળે એવી ભગવાનને પ્રાર્થના કરી.

સામે છેડેથી ધીમા અવાજે કોઈ, "હેલો" બોલ્યું. મેં ધડકતા હૃદયે વાત શરૂ કરી, "માફ કરશો બહેન તમને વહેલી સવારે ડિસ્ટર્બ કર્યાં. પણ રાત્રે આ નંબર ઉપરથી મારી ઉપર ફોન આવ્યો હતો અને કોઈ બહેન 'સંદીપ, સંદીપ' કરીને આક્રંદ કરી રહ્યાં હતાં. હું રોંગ નંબર બોલું એ પહેલાં ફોન કટ થઈ ગયો. મને થોડી ચિંતા થઈ એટલે મેં તમને ફોન કર્યો. બધું બરાબર છે ને?"

કંઈ કહેવું કે ના કહેવું એની અવઢવમાં હોય એમ થોડી ચુપકીદી પછી એ બહેન બોલ્યાં, "એ મારાં સાસુ હતાં. મારા દિયર કૉલેજમાં ભણતા હતા ત્યારે કોઈ કારણસર એમણે આપઘાત કર્યો હતો. ત્યારથી મમ્મી એમનું માનસિક સંતુલન ખોઈ બેઠાં છે. કોઈનો પણ ફોન હાથમાં આવે એટલે ગમે તે નંબર લગાવી આવી રીતે વાત કરવા લાગે છે. અમે ફોન સંતાડીને જ રાખીએ છીએ, પણ કાલે મારો ફોન એમના હાથમાં આવી ગયો એટલે તમને ફોન લગાવી દીધો. આઈ ઍમ સૉરી તમને..."

મેં અધવચ્ચેથી વાત કાપતાં કહ્યું, "અરે એમાં સૉરી ના હોય બહેન. હું એમના માનસિક સ્વાસ્થ્ય માટે ભગવાનને પ્રાર્થના કરીશ. ચાલો આવજો."

"ઓક્કે!" સામે છેડેથી અવાજ આવ્યો. મારાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. એ ફોન કટ કરે એ પહેલાં હું ઉતાવળા અવાજ બોલ્યો, "તમે હેમા માળી?" સામે છેડેથી આશ્ચર્યસભર અવાજ આવ્યો, "તમે મને કેવી રીતે ઓળખો?"

"હું તમારી સાથે સ્કૂલમાં ભણતો હતો. મેં જ તમારા દફ્તરમાં દેડકો મૂક્યો હતો, ત્યારે હું તમારી માફી માગવા ઇચ્છતો હતો, પણ હિંમત નહોતી ચાલી. મને માફ કરશો. આઈ ઍમ સૉરી!" એકશ્વાસે એ બોલીને મેં ફોન કટ કરી દીધો. એ સામેથી 'હેલો હેલો' કરતી રહી.

આજે મારા આનંદની અવધિ નહોતી. એક રોંગ નંબરે મને ઘણા બધા 'રાઇટ નંબર' જોડી આપ્યા હતા. એક નવો દિવસ, એક નવી સવાર અને જિંદગીને એક નવો વળાંક મળ્યો હતો.

❑❑❑

## ફેલોશિપ માટે જાહેરાત

# ઉમાશંકર જોશી ગુજરાત અધ્યયન કેન્દ્ર, ગંગોત્રી ટ્રસ્ટ

ગંગોત્રી ટ્રસ્ટ તરફથી ઉમાશંકર જોશી ગુજરાત અધ્યયન કેન્દ્ર [Umashankar Joshi Center for Gujarat Studies] શરૂ કરવામાં આવ્યું છે, જેમાં એક પ્રવૃત્તિ તરીકે ગુજરાતના સાહિત્ય, સમાજ અને ઇતિહાસના આંતરસંબંધો પર સંશોધનનું કાર્ય કરવાનું નક્કી કર્યું છે.

આ પ્રવૃત્તિની શરૂઆત ગુજરાતના દલિતો, આદિવાસીઓ અને અન્ય વંચિત સમુદાયો દ્વારા રચાયેલા સાહિત્ય પર સંશોધન માટે [લેખિત કે દૃશ્ય-શ્રાવ્ય માધ્યમમાં] ફેલોશિપ આપીને શરૂઆત કરવાનું નક્કી કર્યું છે. સંશોધન આ સાહિત્યના કોઈ એક પાસા કે મુદ્દા પર કેન્દ્રિત હોય એ ઇચ્છનીય છે.

**ફેલોશિપ માટેની જરૂરી વિગતો નીચે આપી છે :**

૧. વીસ વર્ષ ઉપરની કોઈ પણ વ્યક્તિ આ સંશોધન માટે લાયક ગણાશે. દલિત, આદિવાસી અને અન્ય વંચિત સમુદાયોના સંશોધકોને પ્રાધાન્ય આપવામાં આવશે.

૨. ઉમેદવારે સંશોધનની એક ટૂંકી રૂપરેખા આપવી જરૂરી રહેશે. શક્ય હોય તો સાથે સંદર્ભસૂચિ પણ જોડી શકાય.

૩. સંશોધનની અવધિ એક વર્ષની હશે.

૪. સંશોધકને રૂ. એક લાખની ફેલોશિપ આપવામાં આવશે.

૫. સંશોધન પૂરું થયે એને પ્રકાશિત કરવાની વ્યવસ્થા કરવામાં આવશે.

૬. ઉમેદવારે બે પાનાંનો પોતાનો પરિચય (c. v.) આપવાનો રહેશે. પોતાનું નામ, ઈ-મેઇલ સરનામું, સંપર્ક નંબર, ઘરનું સરનામું વગેરે અવશ્ય આપવું પડશે.

૭. સંશોધન ગુજરાતી ભાષામાં કરવાનું રહેશે. જો કોઈ સંશોધક બીજી ભાષામાં લખવા ઇચ્છે તો ગુજરાતીમાં અનુવાદની વ્યવસ્થા કરવામાં આવશે. આ સંશોધનનો મુખ્ય હેતુ ગુજરાત અને ગુજરાતી ભાષામાં સાહિત્ય અને સમાજ અંગે એક લોકતાંત્રિક અને સમાવેશી સમજ ઊભી કરવાનો છે.

૮. સંશોધન માટેની અરજી (રૂપરેખા અને સ્વપરિચય સાથે) નીચેના સરનામે અથવા ઈ-મેઇલ દ્વારા uj.gangotritrust@gmail.com પર મોકલવા વિનંતી છે.

૯. સંશોધન માટેની અરજી ૩૦ નવેમ્બર, ૨૦૨૨ સુધીમાં મોકલવાની રહેશે.

૧૦. કેન્દ્રની બીજી પ્રવૃત્તિઓ, જેવી કે વિવિધ વિષયના નિષ્ણાતો સાથે સાહિત્ય, સમાજ અને ઇતિહાસ અંગે તેમ જ સંશોધન/વિવેચનનાં સાધનો વિશે વખતોવખત ચર્ચાઓ અને પરિસંવાદોનો લાભ અને જરૂર જણાય તો માર્ગદર્શકની મદદ સંશોધકોને મળી શકશે.

૧૧. સાહિત્ય અને સંશોધન પર એક વિચારનોંધ નીચે આપી છે.

**નિયામક :** ઉમાશંકર જોશી ગુજરાત અધ્યયન કેન્દ્ર, ગંગોત્રી ટ્રસ્ટ, ૨૬, સરદાર પટેલ નગર, એલિસબ્રિજ, અમદાવાદ ૩૮૦૦૦૬

## સાહિત્ય અને સંશોધન - એક વિચારનોંધ :

ભારતમાં સંસ્થાનવાદ દરમ્યાન અંગ્રેજી શિક્ષણ અને સાહિત્ય, સંસ્થાનવાદી તેમજ રાષ્ટ્રવાદી ઇતિહાસ લેખન અને વિચારધારાઓ, પ્રાચ્યવિદ્યા (Orientalist Studies)નો ઉદ્‌ભવ અને વિકાસ વગેરેની અસર નીચે ‘સાહિત્ય’ની, ખાસ કરીને ‘ભારતીય સાહિત્ય’ની, એક પરિભાષા ઊભી થઈ. ભારતની અનેકવિધ મૌખિક, લેખિત તેમજ વાચિક સાહિત્યિક પરંપરાઓ, જેમાં વિવિધ સામાજિક સમુદાયોનું સર્જન આ પહેલાંની સદીઓમાં થયું હતું અને જે ભારતીય સાહિત્યની લાક્ષણિકતા હતી તેને સ્થાને સાહિત્યની એક સમાનધર્મી [homogeneous] ચોક્કસ સમજ ઊભી થઈ. સંસ્થાનવાદી શિક્ષણમાંથી જે વિદ્વાનો નીકળ્યા તે મુખ્યત્વે ઉચ્ચ વર્ણના, મધ્યમવર્ગી, શહેરી પુરુષો હતા, જેમણે ભારતની ભાષાઓમાં પ્રિન્ટ સાહિત્યનું સર્જન કર્યું. છાપકામના ઉદ્યોગની શરૂઆતને લીધે લેખિત કે પ્રકાશિત કૃતિ એ જ સાહિત્ય એવી સીમિત સમજ ઊભી થઈ. જ્યારે દેશમાં એંશી ટકાથી પણ વધારે પ્રજા નિરક્ષર હતી અને અક્ષરજ્ઞાન હોય એમાંના પણ મોટા ભાગના સંસ્થાનવાદી શિક્ષણથી વંચિત હતા, ત્યારે સાહિત્યની આ વ્યાખ્યા સ્વીકારવી મુશ્કેલ છે. આને કારણે અનેક પ્રકારનું સર્જન હાંસિયામાં ધકેલાઈ ગયું. આ સાથે સાહિત્યના ઇતિહાસ લેખનને સંસ્થાનવાદી અને રાષ્ટ્રવાદી ઇતિહાસ લેખન અને વિચારધારાની અસર નીચે પ્રાચીન/હિન્દુ, મધ્યકાલીન/મુસ્લિમ અને અર્વાચીન/બ્રિટિશ વિભાગોમાં વહેંચવામાં આવ્યો. આ ઇતિહાસને કોઈ બીજા પ્રકારના ઇતિહાસના સંદર્ભમાં જોયા સિવાય આ વૈચારિક વિશ્વની અંદર સંસ્થાનવાદી સંશોધનનાં સાધનો વિકસ્યાં. સાહિત્યની અનેકવિધતા અને પાયાની એકતા, જે અનેક પ્રદેશોમાં જોવા મળતી તેને સંકુચિત ચોકઠાંઓમાં ગોઠવવામાં આવી. સાહિત્યના ઇતિહાસને આ રીતે એક પ્રકારની સીમિત એકરૂપતા આપવામાં આવી અને દરેક ભાષામાં આ રીતે અલગ-અલગ ઇતિહાસ લખવામાં આવ્યો.

આપણા સાહિત્યના ઇતિહાસ લેખનની અને વિવેચનની આ પદ્ધતિ અપૂરતી છે. બીજો પ્રશ્ન એ પણ છે કે સાહિત્ય વિશે જે કંઈ સંશોધન થયું છે અને થઈ રહ્યું છે એ સાહિત્યની કૃતિ એ સ્વતંત્ર કલાત્મક કૃતિ છે એવી વિચારધારાથી મહદંશે પ્રેરિત છે. સાહિત્યિક સર્જન અને તેના સામાજિક/ઐતિહાસિક મૂળને જરા પણ તપાસ્યા વિના કૃતિ, સ્વરૂપ, સમય, ભાષાકીય સ્વરૂપો - બધાંને અલગ-અલગ ચોકઠાંઓમાં મૂકીને સાહિત્યનું વિવેચન થાય છે. ઉપરાંત, આ વિવેચન/ઇતિહાસમાં પ્રાચીન સમયના સંસ્કૃત સાહિત્યને મહત્ત્વ આપી બ્રાહ્મણવાદી સાહિત્યિક પરંપરાનું આધિપત્ય સાહિત્યમાં સ્થપાયું, જે પરંપરા આજ સુધી ચાલુ છે. પ્રાચીન ભારતીય સાહિત્ય એટલે મુખ્યત્વે ઉત્તર ભારતની પ્રાચીન સમયની વૈદિક, સંસ્કૃત, ધાર્મિક અને આધ્યાત્મિક કૃતિઓ એવી સામાન્ય માન્યતા પ્રવર્તે છે. બીજી ભાષાઓના જેમ કે તામિલના, પ્રાચીન સાહિત્યનો ઉલ્લેખ પણ થતો નથી. આ પ્રકારની સાહિત્યની પરંપરાની સમજ ઊભી કરવી એ કેવળ અનૈતિહાસિક જ નહીં, પરંતુ અતાર્કિક અને અધૂરી પણ છે.

આ સીમિત પરંપરાને લીધે ભારતીય સાહિત્યને સમગ્રતામાં ઐતિહાસિક રીતે

સમજવું અને તેને સૈદ્ધાંતિક રીતે મૂલવવું મુશ્કેલ બને છે. સાહિત્યનું ઐતિહાસિક બંધારણ, વિવિધ સ્વરૂપોનું સમયાંતરે નિર્માણ, એકતા અને વિવિધતા વચ્ચેનું દ્વંદ્વ [dialectics], ભાષાઓ વચ્ચે સામ્યતા, જેવા અનેક મહત્ત્વના પ્રશ્નો અનુત્તર રહે છે. આ સંદર્ભમાં સાહિત્યિક કૃતિનું નિર્માણ અને તેનો ઇતિહાસ; વર્ગ, જાતિ, લિંગ વગેરેના એકબીજા સાથે ભિડાતા ખ્યાલો; વિચારધારાઓનો સંઘર્ષ અને તેની સાહિત્ય સર્જન પર અસરો; મૌખિક, લેખિત અને પ્રિન્ટ પદ્ધતિઓના ઇતિહાસ અને આંતરસંબંધો વગેરેને વિગતમાં જોવાનું પણ જરૂરી બને છે.

સાહિત્ય અને સાહિત્યના ઇતિહાસ/વિવેચન/સંશોધન વિશે મૂળમાંથી જ ફેરવિચારણા કરવાની અને સંશોધનનાં નવાં સાધનોનો ઉપયોગ કરવાની આને કારણે જરૂર ઊભી થાય છે. ખાસ તો સાહિત્યને સાહિત્ય ઉપરાંત બીજા વિષયો જેવા કે ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, નૃવંશશાસ્ત્ર વગેરે માનવશાસ્ત્રો અને સમાજશાસ્ત્રોના અભ્યાસની મદદથી ફરીથી સમજવાની જરૂર છે. ટૂંકમાં, ઐતિહાસિક અને સાંસ્કૃતિક/સામાજિક પ્રવાહોના વિશાળ અભ્યાસનો એક ભાગ હોય એ રીતે એક જુદી જાતનો સાહિત્યનો અભ્યાસ કરવાની જરૂર છે.

સાહિત્ય એ કેવળ એક સ્વતંત્ર અને સ્વાયત્ત પ્રવૃત્તિ કે અભિવ્યક્તિ નહીં, પરંતુ સમાજ અને ઇતિહાસનો એક અંતર્ગત ભાગ છે, જે એ બંને વિશે એક સમજ ઊભી કરે છે. આથી ઉપર જણાવ્યા મુજબ મહત્ત્વનું એ જોવાનું બને છે કે સમાજના કયા સમૂહનું સાહિત્ય એ મુખ્ય પ્રવાહનું સાહિત્ય બને છે, જે સમૂહ સાહિત્ય વિશે એક સામાન્ય સમજ ઊભી કરે છે, જેને લીધે બીજા અનેક સમૂહોનું સાહિત્ય એ સાહિત્યિક પરિભાષાથી બાકાત રહે છે. સાહિત્યની સમજ કોઈ એક વર્ચસ્વ ધરાવતા સમૂહની મર્યાદિત સમજ બનીને ન રહે, કોઈ એક સમૂહના 'સાહિત્ય' વિશેના માપદંડોથી દરેક સમૂહના સાહિત્ય ન મપાય અને સાથેસાથે સાહિત્ય વિશે એક સમાવેશી સમજ ઊભી કરવી અને એ દ્વારા કોઈ પણ કૃતિ કે સમૂહનું સાહિત્ય જોવું, એ જરૂરી બને છે. સાહિત્યનાં સ્વરૂપો પણ બદલાતાં સામાજિક અને ઐતિહાસિક પ્રવાહોમાંથી જન્મતાં હોય છે. સાહિત્યની કૃતિ કયા પ્રકારના સમાજ અને ઇતિહાસમાંથી જન્મે છે અને કયા પ્રકારના સમાજ અને ઇતિહાસને આકાર આપે છે એ તપાસવું એ આ સંશોધનનું પાયાનું ધ્યેય છે.

સાહિત્યની નવેસરથી વિચારણા કરતાં એની પરિભાષા વિસ્તૃત કરવી જરૂરી બને છે. એની સીમિત, કેવળ લેખિત, સાહિત્ય તરીકેની પરિભાષાને કારણે અનેક સમુદાયોનું સાહિત્ય હાંસિયામાં ધકેલાઈ ગયું છે, જેનો મુખ્ય ધારામાં સમાવેશ કરવો જરૂરી છે. આપણા દેશમાં અનેક સમુદાયો અનેક માધ્યમો દ્વારા સાહિત્યનું સર્જન કરે છે. ટેક્નોલૉજીના વિકાસ અને વિસ્તારને કારણે આજે આપણી પાસે અભિવ્યક્તિનાં અનેક માધ્યમો છે, જેનો પણ સાહિત્યની અભિવ્યક્તિ માટે ઉપયોગ થવો જોઈએ, જેથી બીજા માધ્યમો દ્વારા સાહિત્યનું સર્જન તેમ જ સંશોધન થઈ શકે. આને પરિણામે સાહિત્યની એક સમાવેશી પરિભાષા ઊભી થઈ શકે અને છેવટે સાહિત્યનું સ્વરૂપ બદલી શકાય.



# ખમીરવંત ખુદ્દાર પત્રકાર વાસુદેવ મહેતા

☐ ડંકેશ ઓઝા

**ભાર**તીય લોકશાહીમાં હાલના તબક્કે સરકારથી અલગ અને સંસદથી જુદા એવા બે સ્તંભો ન્યાયતંત્ર અને સમૂહ માધ્યમો તપાસની એરણે છે. આવા સમયમાં ગુજરાતી પત્રકારત્વની બીજી શતાબ્દી કંઈક દબાતા અવાજે ઊજવાઈ રહી હોય તે સાવ સ્વાભાવિક છે! અખબારો અને પ્રજાનો સંબંધ અત્યતં વિષમ અને કંઈક વિચિત્ર પ્રકારનો રહ્યો છે - પ્રજાને છાપાં વિના ચાલતું નથી અને છાપાં સામેનો અસંતોષ અટકતો નથી.

આવા વિપરીત કાળમાં ગુજરાત જેમની જન્મશતાબ્દી ઊજવી ન શક્યું એવા પત્રકાર વાસુદેવ મહેતા (૧૯૧૭-૧૯૯૭) વિશે વાત કરવી પડે તેમ છે. એ જમાનો પત્રકારત્વના શિક્ષણનો ન હતો. લેખન-કૌશલ્ય અને અનુભવ એ જ ત્યારે સાચું શિક્ષણ મનાતું. વાસુદેવભાઈને પત્રકાર થવું ન હતું, પણ થઈ ગયા એવી સ્થિતિ હતી. પિતાએ ૨૪ કે ૩૬ કલાકમાં નોકરી શોધી લેવી એવો આદેશ કર્યો અને વાસુદેવ મહેતા પત્રકાર બની ગયા!

૧૯૪૦ની વાત છે. ‘નવસૌરાષ્ટ્ર’ દૈનિકમાં વાચકની પ્રિય ટૉકીઝ વિશે સ્પર્ધા આવેલી. વાચક વાસુદેવે કૃષ્ણ સિનેમા વિશે લખ્યું, જેને પ્રથમ ઇનામ મળ્યું. તરત તેઓ કકલભાઈ કોઠારીને મળવા ગયા અને તેમના છાપામાં જોડાઈ ગયા. હજુ તો ઍડ હૉકિઝમ ચાલતું હતું ત્યાં ચુનીલાલ મડિયા અમદાવાદ છોડી મુંબઈ જવા ઇચ્છતા હતા. વાસુદેવભાઈ માટે તેમણે જગ્યા ખાલી કરી આપી

અને વાસુદેવ પત્રકારત્વ સાથે વિકસતા ગયા. ૧૯૫૮માં મહાગુજરાત ચળવળના ઇન્દુચાચાની પ્રેરણાથી કેટલાક પત્રકારોએ 'જનતંત્ર' નામનું દૈનિક કાઢેલું તેમાં જોડાયા. તેનો વ્યાપ વધ્યો, છાપું સ્થિર થયું તો બીજી બાજુ તેના નવા મૅનેજમેન્ટે વાસુદેવની છટણી પણ કરી.

અમદાવાદના ત્યારનાં લગભગ બધાં જ છાપાંમાં વાસુદેવ મહેતાએ કામ કર્યું. ૧૯૮૬થી જીવનના અંત સુધી લોકપ્રિય સાપ્તાહિક 'ચિત્રલેખા'માં પણ તેમણે દેશ-વિદેશના રાજકીય પ્રવાહો વિશે લખ્યું. રાજકારણના રંગ, ભારતનું મહાભારત, આંતરરાષ્ટ્રીય રાજકારણ, તાસીર અને તસવીર, વૈવિધ્ય, અલ્પવિરામ અને નિરાંતે વાંચજો આ એમની કૉલમોનાં નામ હતાં. તેમણે વાચકોને નાગરિક બનવા પ્રેર્યા. ગુજરાતીઓને રાજકારણમાં રસ લેતા કર્યા. કંઈક ગહનતાનો સ્પર્શ કરતાં તેમને શીખવાડ્યું. કોઈએ પૂછેલું કે તમારી વિચારધારા કઈ? વાસુદેવ મહેતાનો જવાબ હતો :

''હું કોઈ રાજકીય પક્ષનો સભ્ય આજ સુધી થયો નથી. કોઈ પણ વાદ સર્વ કાળ અને સર્વ પરિસ્થિતિ માટે સાચો કે સારો હોય એમ માનતો નથી. પ્રત્યેક વાદ અમુક પરિસ્થિતિના જવાબરૂપે અસ્તિત્વમાં આવ્યા પછી એ પરિસ્થિતિ બદલાતાં તેના પરિત્રાણ માટે જન્મેલો વાદ પણ બેકાર બની જાય છે. સામ્યવાદ પણ તેમાં અપવાદ ન હોઈ શકે.'' દુનિયાના રંગ પારખવા માટે તેમને કદી અધ્યાત્મવાદની જરૂર નહોતી પડી. તેઓ કહેતા કે કલમની સ્વતંત્રતાને વરેલા તંત્રી-સંપાદક તથા કલમની આઝાદીમાં જરાય ઓછું ન ખપે એવી ટેકવાળા લેખકની જોડીથી જ પત્રકારો અને પત્રકારત્વનો દીવો ઝળહળે છે. કોઈને ખોટું લાગી જાય તેથી કશું ન કહેવું એવું માનવાવાળા તે ન હતા. પ્રચાર અને વિચારને જુદા તારવીને સમજી શકતા.

સ્વમાન સાચવવા અને કલમ સાચવવા તેમણે સમાધાન કરવાને બદલે વારંવાર નોકરીઓ છોડવાનું પસંદ કરેલું. કુશળ




**પત્રકાર શિરોમણિ વાસુદેવ મહેતા**
**સંપાદન-લેખન : રમેશ તન્ના - અનિતા તન્ના**
**પરામર્શનઃ ડૉ. કુમારપાળ દેસાઈ**
**પ્રાપ્તિસ્થાન – ગૂર્જર સાહિત્ય ભવન,**
રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ,
અમદાવાદ-૩૮૦૦૦૧. મો. ૯૨૨૭૦૫૫૭૭૭
પૃષ્ઠ : ૩૦૪, કિંમત રૂ. ૩૭૦/-



હતા અને આત્મવિશ્વાસવાળા હતા. તેથી તરત બીજે સ્થિર થઈ શકતા. એક અર્થમાં એ કર્મશીલ હતા. પત્રકારોના અધિકારો માટે, એના ટ્રેડ યુનિયન માટે, લડતા રહેલા. એમનો મુદ્રાલેખ હતો કે પત્રકાર તરીકે ગમે તે સંજોગોમાં પણ આપણી કામની ઓળખ અન્ય કોઈથી સ્હેજ પણ ઊતરતી ન હોવી જોઈએ.

સાહિત્ય પરિષદના એક મહત્ત્વના પરિસંવાદમાં તેમણે પત્રકારત્વને બે ભાગ પાડીને જોવાની જિકર કરેલી આઝાદી પહેલાંનું અને આઝાદી પછીનું. આઝાદી પૂર્વેનાં મિશન અને ટેક્નોલૉજી બન્ને પૂરેપૂરાં બદલાઈ ગયાં હતાં. લોકશાહીના આગમનથી અખબારોનો અવાજ ભારે તથા સત્તાવાહી બન્યો હતો. ગુજરાતનાં લગભગ તમામ દૈનિકોના માલિકો ૧૯૫૦ પછી ચિત્રમાં આવ્યા હતા. ચીમનભાઈ પટેલ 'સંદેશ'ના માલિક હતા. માલિક અને પત્રકારનો સંવાદ નવા પત્રકાર માટે મૂલ્યવાન સંદેશની ગરજ પૂરી પાડે છે.

માલિક ચીમનભાઈ પટેલ : ''તમે ખૂબ હોશિયાર છો, પણ મારો નિયમ છે કે કામમાં દસ આની છતાં નિરુપદ્રવી માણસને રાખવો, પણ સોળ આની હોશિયાર છતાં ઉપદ્રવી માણસને ન રાખવો. તમે હડતાળો અને ગો-સ્લોમાં વારંવાર તકલીફો બધાં છાપાંમાં ઊભી કરી છે.''

પત્રકાર વાસુદેવ મહેતા : ''તમે અન્યાય કરશો તો હું નહીં તો બીજો કોઈ જણ ઉપદ્રવ કરાવશે. ઉપદ્રવ મુક્ત રહેવામાં તમારો પણ ફાળો જોઈએ. અહીં હું સામેથી ઉપદ્રવ માટે આવ્યો નથી. છતાં પીઠ પાછળ કંઈ પણ નહિ કરું. તમને અગાઉથી કહ્યા પછી જ કરીશ.''

આવા વાસુદેવ મહેતાએ કબૂલ કર્યું છે કે ઍક્ટિવિઝમ એ મારી તાકાત છે તેમ જ નિર્બળતા પણ છે. આ ક્ષેત્રમાં સંઘર્ષ છે, નિવૃત્તિ સુધી પરિશ્રમ છે, કુટુંબજીવનના સુખને ગોળી મારવાની તૈયારી હોય તેણે જ આ ક્ષેત્રમાં આવવું. પત્રકારની પ્રતિષ્ઠા છેવટે તો પાણી ઉપર લખેલા અક્ષર જેવી છે. જયંતી દલાલ પાસેથી તેઓ ઘણું શીખ્યા. એક કાળે તેઓ સમાજવાદી પક્ષના કાર્યાલયમાં ઑફિસ સેક્રેટરી પણ બનેલા. તેઓ આધુનિક વિજ્ઞાન અને ટેક્નોલૉજીમાં માનતા હોવા છતાં ભગવાન અને નિયતિમાં પણ માનતા હતા. કારણમાં કહેતા કે મારું જીવન અને મારી વ્યાવસાયિક કારકિર્દીમાં એવા અનેક બનાવો બન્યા છે જેનો લૉજિકલ તાળો મળતો નથી. એને આધારે હું કહી શકું કે જીવનમાં કોઈ ગૂઢ તત્ત્વ એવું છે જે આપણને પોતાના ઇશારે ચલાવે છે. જ્યોતિષશાસ્ત્રના પણ તેઓ અભ્યાસી હતા.

માત્ર એક વાર તેમણે વિદેશપ્રવાસ કરેલો અને તે પણ સોવિયેત રશિયાનો. પ્રવાસનું પુસ્તક લખેલું 'આ પેલું રશિયા.' તે બદલ તેમને નહેરુ ઍવૉર્ડ આપવાની વિચારણા ચાલતી હતી. ઍવૉર્ડ કમિટી કહે કે રશિયા વિશેના ટીકાત્મક ઉલ્લેખો કાઢી નાખો. વાસુદેવે નકાર ભણીને ઍવૉર્ડ જતો કરેલો!

વાચકોના અભિપ્રાયની તેમને મન મોટી કદર હતી. પત્રકારત્વની શાળાઓમાં શહેરની જાહેર બસમાં બેસીને ભણાવવા જતા. નવા વિદ્યાર્થીઓને તેઓ કહેતા કે વાચકોના ચર્ચાપત્રોમાં વિરુદ્ધનું દૃષ્ટિબિંદુ પ્રગટ થવાની તક હોય છે. લોકોનાં દિલમાં શું ઘોળાય છે તે જાણવા ગુજરાતી છાપાંનાં ચર્ચાપત્રો વાંચવાં જોઈએ. પ્રજાની તકલીફો દૂર થવી જોઈએ, ચર્ચાપત્રનું સાધન વિધાનસભા કરતાં મોટું છે. નવી-નવી જિલ્લા આવૃત્તિઓથી શહેરમાં રહેનારને મહત્ત્વના ગ્રામીણ સમાચારોથી વંચિત રહેવું પડે છે તેથી એ સ્થિતિ બરાબર નથી.

આજના પત્રકારોએ વાસુદેવ મહેતા પાસેથી ઘણું-ઘણું શીખવા જેવું છે. આઝાદીની મશાલ ઊંચી રાખીને સમાજને કંઈક આપવાનું છે. માલિકોની ઇજારશાહીમાંથી અને સરકારના ગેરલાભોથી મુક્ત એવું પત્રકારત્વ તેઓ ઝંખતા હતા. ભારતની લોકશાહીની કટોકટીના કાળે તેઓ ગોયન્કાના એક્સપ્રેસ જૂથના અખબાર સાથે હતા. તેઓ સહેજ પણ આદર્શવાદી ન હતા, પણ વાસ્તવ જગતનો સ્વીકાર કરનારા હતા. કુટુંબના વડીલ તરીકે અને જાહેરજીવનની વ્યક્તિ તરીકે પણ તેમણે સારો હિસાબ આપ્યો છે. અખબારોમાં સાહિત્યની કટારોની કે ધાર્મિક કૉલમોની ભરમાર ન હોવી જોઈએ એમ માનતા. સમાચારો અને તેનું પૃથક્કરણ અને તેમાંથી પ્રાપ્ત થતાં તારણો વાચકોને જોઈએ છે જે તેને અનિવાર્યપણે મળતાં રહેવાં જોઈએ. આવા આપણા પત્રકાર શિરોમણિને ભૂલવા પોષાય તેમ નથી. ❑❑❑



જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડૉ. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડૉ. પંકજ જોશી

### ૩૮. પ્રમોશન થઈ ગયું!

મને એક વાર સમાચાર મળ્યા કે શાસ્ત્રીજીનાં પત્ની અંબામા, જેમને અમે બા કહેતા, એ કેટલાક સમયથી બીમાર હતાં, એમનું અવસાન થયું છે. બનતી તકે હું શાસ્ત્રીજીને મળવા પહોંચ્યો. સ્વાભાવિક રીતે મેં બાના દેહાવસાન માટે શોક પ્રગટ કર્યો, ખરખરો કરીને દુઃખ વ્યક્ત કર્યું. ત્યાં પહોંચીને પહેલાં તો હું પોતે જ મારા દુઃખમાં હતો અને તેમનાં સ્મરણો યાદ કરીને જે સૂઝે તે વાત તેમના તરફ જોયા વિના, નીચું જોઈને કર્યે જતો હતો. શાસ્ત્રીજી શાંતિથી આ બધું સાંભળતા હતા. પછી કેટલુંક બોલી લીધા બાદ મારી વાતોમાંથી એમના તરફ મારું ધ્યાન ગયું. મારી

અપેક્ષા અને ધારણા એવી હતી કે તેઓ પણ દુ:ખ દર્શાવશે અને શોકમગ્ન ચહેરામાં હશે.

પરંતુ તેમના તરફ જોતાં, તેમના ચહેરા પર તો એવી ને એવી સહજ પ્રસન્નતા અથવા સ્વસ્થતા જ હતાં! આ મારી સમજણની બહાર હતું. થોડી વારે મારું બોલવાનું પૂરું થયા બાદ થોડી ક્ષણો શાંત જવા દઈને તેઓ બોલ્યા, ''હા, તમારાં બા તો ગયાં. તમારે નોકરીમાં એવો એક શબ્દ આવે છે ને, એમ તેમનું તો પ્રમોશન થઈ ગયું!'' આટલું કહીને પછી તેઓ આ વિશે વિશેષ ન બોલ્યા અને વળી અન્ય વાત પણ થવા લાગી.

મારા માટે આ ઘટના એટલી તો અણધારી અને આશ્ચર્યજનક હતી કે હું તો જાણે આકાશમાંથી ધરતી પર ફંગોળાયો! આવા સમયે એમની આવી સહજતાની મેં જરાય કલ્પના કે અપેક્ષા કરેલી નહિ. મારા માટે તો આ એક જબરો અચંબો હતો. આ પહેલાં પણ અનેક મોટા માણસોને આવા પ્રસંગોએ મારે મળવાનું બનેલું. તેઓને ઘણી વાર એવા તો દુ:ખી, નિરાશામાં અને ભાંગી પડેલી સ્થિતિમાં જોયેલા કે મારા માટે એમની આ સ્વસ્થતા એક સાવ જુદો અનુભવ હતો.

એ સમયે તો શાસ્ત્રીજી સાથે આ વિશે મેં વિશેષ ચર્ચા નહીં કરેલી. મનમાં હતું કે પૂછું, શું બાની વિદાયનું તમને જરાય દુ:ખ નથી? આટલાં વર્ષોના સહજીવન પછી તમને એકલું નહીં લાગે? પણ આવા સમયે આવી બાબતે પ્રશ્નોત્તર કરવા તે મને વિવેકપૂર્ણ ન લાગ્યું.

પરંતુ એ પછીના સમયમાં ધીમે-ધીમે વિચાર કરતાં કંઈક વિશેષ પ્રકાશ થયો. સામાન્ય માણસનું જીવન અને દૃષ્ટિ તો કેવળ પૃથ્વી પરની ઘટનાઓ જેટલી જ મર્યાદિત હોય છે. અરે! પૃથ્વીની વાત પણ જવા દઈએ, આપણી ચેતના તો માત્ર આપણું ઘર કે સગાંવહાલાં કે પછી જ્યાં નોકરી-ધંધો કરતા હોઈએ તે સાથીદારો અને મિત્રો પૂરતી જ મર્યાદિત હોય છે. આટલા નાના વર્તુળમાં પણ એટલી બધી ઘટનાઓ બનતી હોય એવું આપણને લાગે છે, અથવા તો ઓછી ઘટનાઓ બનતી હોય તો એમાં પણ આપણે એટલો બધો સમય અને આપણું ધ્યાન આપી દઈએ છીએ કે પછી તેનાથી વધારે વિસ્તારથી કે વધુ મોટા સ્તરે વિચારવા માટે આપણી પાસે સમય અને શક્તિ બચતાં નથી. ઘણી વાર તો આપણાં સુખ-દુ:ખોમાં આપણે એટલા વ્યસ્ત હોઈએ છીએ કે અન્ય વિષે વિચારવાની સંવેદના પણ ભુલાઈ જાય છે.

ખરેખર જોવા જઈએ તો આપણે દેશ અથવા પૃથ્વીના ભાગ રૂપે છીએ. વાસ્તવમાં તો આ પૃથ્વી પણ વળી સૂર્યમાળાનો એક સામાન્ય એવો ગ્રહ જ છે. વળી, આ સૂર્ય પણ બીજા લાખો-અબજો તારાઓ કે જે આપણું તારાવિશ્વ

અથવા તો આકાશગંગા રચે છે, તેમાંનો એક નાનકડો અને સાવ સામાન્ય એવો તારક જ છે. પરંતુ આવી આ આપણી આકાશગંગા જેને 'મિલ્કી વે ગૅલક્સી' કહેવાય છે, એ પણ બ્રહ્માંડમાં રહેલી બીજી અબજો ગૅલક્સીમાંની એક સામાન્ય ગૅલક્સી માત્ર છે!

આમ જોવા જઈએ તો એક વિશેષ અને અતિમહાકાય વિશ્વનો કેવળ રજકણથી પણ નાનો ભાગ એવા આપણે આ પૃથ્વી પર વસીએ છીએ! હવે આ સઘળી તો વાસ્તવિકતા છે, પરંતુ ખરેખર જોવા જઈએ તો શું આપણી ચેતના હંમેશાં આ પ્રકારની સમજણ કેળવીને રહેતી હોય છે ખરી? આપણને આ વિચાર કરતાં જ તેનો જવાબ મળશે કે આવું તો ભાગ્યે જ થાય છે. ખરેખર તો મહિનામાં અથવા વરસમાં એકાદ વાર પણ આપણને એવું ભાન નથી થતું કે આવી એક વિશાળ સમગ્રતાનો આપણે એક ભાગ છીએ. મોટે ભાગે તો આપણી ચેતના એક અતિશય નાના વર્તુળમાં જ સમાયેલી હોય છે. એની અંદર જ ફરતા રહીને આપણે સુખ અને દુઃખની જુદી-જુદી લાગણીઓનો અનુભવ કર્યા કરતાં હોઈએ છીએ. આ રીતે આપણું સમગ્ર જીવન, આટલા જ દાયરામાં પૂરું થઈ જાય છે. ભલે પછી એ એંશી કે સો વર્ષ જેટલું લાંબું હોય.

પણ બધાનું એવું જ હોય એ જરૂરી નથી. ઘણા લોકો એવા પણ હોય છે કે જે હંમેશાં સમગ્રતાનો વિચાર કરી શકતા હોય છે. તેનાથી પણ આગળ વધીને એવા મનુષ્ય પણ અવશ્ય હોઈ શકે જેઓ પોતે સમગ્ર બ્રહ્માંડનો ભાગ હોય એવી રીતે નિ:શેષ થઈને જીવતા હોય.

આપણે જે વાત કરી એ તો એક દાખલો આપીને સમજવાની વાત હતી કે કેવી રીતે આપણે એક મહાકાય બ્રહ્માંડનો નાનકડો ભાગ છીએ. આ બ્રહ્માંડ તે આપણી ઇન્દ્રિયો દ્વારા જોઈ શકાય છે, જાણી શકાય છે અને કંઈક અંશે સમજી શકાય છે. આજે વિજ્ઞાને શોધેલાં મહાકાય દૂરબીનો, દૂરના અવકાશમાં મૂકેલા મોટા-મોટા ઉપગ્રહો, સેટેલાઇટ્સ તથા અવલોકનનાં સાધનો દ્વારા આપણને આ દૂરનું વિશ્વ આજે તો સ્પષ્ટ જાણે હસ્તામલકવત્ હોય તેવું જણાય છે. આ તો વિજ્ઞાન દ્વારા દેખાતા, અનુભવાતા બ્રહ્માંડનું એક અંગ થયું.

પરંતુ વિજ્ઞાન પણ આજે જે નથી જોઈ શકતું અને કદાચ ભવિષ્યમાં તે વધુ વિકાસ પામશે ત્યારે જોઈ શકશે, એવા પણ બ્રહ્માંડના અનેક પાસાઓ અસ્તિત્વમાં હોઈ શકે. આ વાત વિજ્ઞાનીઓ પોતે પણ નકારતા નથી. વિજ્ઞાનીઓ પોતે પણ એવું કહેતા નથી કે માત્ર જેટલું આજે દેખાય છે તેટલું જ વિશ્વ અસ્તિત્વમાં છે. જે આજે હજુ નથી જોઈ શકાયા તેવા

વિશ્વના પાસાઓનો પણ વિજ્ઞાનીઓ, તત્ત્વજ્ઞાનીઓ અને વિચારકો અસ્વીકાર કરી દે છે તેવું નથી. કોઈ વિચારકે કહ્યું છે તેમ, 'પુરાવાનો અભાવ એ અભાવનો પુરાવો નથી!'

બાપા સાથે બાના અવસાન છતાં સ્વસ્થ રહેવાની મેં વધુ વાત કરી નહોતી, પરંતુ મારી એટલી ધારણા તો થઈ કે એવું બની શકે, જે સામાન્ય માણસ જોઈ શકવા સક્ષમ ન હોય એવા બ્રહ્માંડના અને અસ્તિત્વના કેટલાક પાસાઓનું કેટલાક લોકો પાસે સ્પષ્ટ દર્શન હોઈ શકે. જીવનની અત્યંત કપરી ઘટનાઓમાં આવી અને આટલી સ્થિરતા એના વગર શક્ય નથી એ આપણે સ્વીકારવું રહ્યું.

**૩૯. સ્વરૂપ પરિવર્તન:**

મૂળ વાત એ છે કે બધાની દૃષ્ટિ એકસરખી અને મર્યાદિત જ હોય એ જરૂરી નથી. કેટલાક લોકોમાં એવી બધિરતા હોય છે કે કંઈક પણ નવું અથવા જુદું સ્વીકારવા તૈયાર નથી થઈ શકતા. બ્રહ્માંડના વિવિધ પાસાઓનો સહજ સ્વીકાર તેઓ કરી શકતા નથી. અરે! સામાન્ય માણસ તો ઠીક પણ વિજ્ઞાનીઓ અથવા તો વિચારકો પણ જ્યારે કોઈ નવી જ વાત સામે આવે ત્યારે તેનો સ્વીકાર કરતાં ખૂબ અચકાય છે અને અસમંજસમાં પડી જાય છે. એના અનેક દાખલા વિજ્ઞાનના ઇતિહાસમાં જોવા મળે છે!

આ બાબતનું એક રસપ્રદ ઉદાહરણ ન્યુટન અને આઇન્સ્ટાઇનનો 'સમય' વિષેનો ખ્યાલ છે. ન્યુટન એવું ભારપૂર્વક માનતો કે દરેક અને દરેક અવલોકનકાર માટે સમય તો કેવળ એક જ અને અદ્વિતીય રહે છે. સમય એક મહાનદી અથવા મહાસમુદ્ર છે, જેમાં આપણે સૌ અનિવાર્ય રીતે ગતિ કર્યા કરીએ છીએ. પરંતુ આ જ વાતનો આઇન્સ્ટાઇને ફેરફાર કરીને એવો સુધારો આપ્યો કે દરેક અવલોકનકાર, દરેક જોનારાને માટે, એની ગતિ પ્રમાણે અને એની સ્થિતિ પ્રમાણે સમયનો ખ્યાલ બદલાય છે.

હવે આ માટે આઇન્સ્ટાઇન અને અન્ય વિજ્ઞાનીઓએ ગણિતીય પ્રાયોગિક સમર્થનો પણ આપ્યાં, પરંતુ ન્યુટનની વાત એ સમયના બધા વિજ્ઞાનીઓના મનમાં એટલી બધી પાકી થયેલી કે સમય સાપેક્ષ હોઈ શકે આવી વાતનો ભારે વિરોધ થયેલો. છેવટે તેનો સ્વીકાર થતાં વર્ષો નીકળી ગયાં અને તેમાંથી પછી સાપેક્ષવાદના ક્રાંતિકારી સિદ્ધાંતનો જન્મ થયો. આમ વિજ્ઞાનનું પણ ઘણી વાર સમાજકારણ થતું હોય છે! પરંતુ મઝાની વાત એ છે કે એમાં છેવટે સાચી વાતનો સ્વીકાર પ્રમાણમાં ઝડપી રીતે થઈ જાય છે. ભારે ચર્ચાઓ, વાદ-વિવાદ, ગણિત તથા પ્રયોગો દ્વારા છેવટે સત્ય ઊભરી આવે છે.

સમજવાનું એ છે કે બધાની દૃષ્ટિ એક સરખી જ મર્યાદિત હોય એ જરૂરી

નથી. વિશેષ પ્રયત્ન, જેને ભારતીય પરંપરામાં `સાધના' પણ કહેવાય છે, તેના દ્વારા આપણી દૃષ્ટિનો વ્યાપ અનેકગણો વધી જાય એવું શક્ય છે. મૂળ વાત અહીંયાં આપણા મર્યાદિત અંતઃકરણને વિશાળ કરવાની છે. અંતઃકરણ કે જેને મન અથવા ચિત્ત પણ ઘણી વાર કહેવાય છે, તે સામાન્ય રીતે કોઈ ચોક્કસ પ્રકારનાં નાનાં વર્તુળોમાં ફરતું અને મર્યાદિત હોય છે. જોકે સાધના અને વિશેષ પ્રક્રિયાઓ દ્વારા અંતઃકરણને સંપૂર્ણ શુદ્ધ અને સૂક્ષ્મ બનાવી શકાય છે. આવું શુદ્ધ ચિત્ત જે કોઈ વિષય પરત્વે સ્થિર કે એકાગ્ર થાય તેનાં સર્વ રહસ્યો આપણી સમક્ષ ખૂલી જાય એવું પણ બની શકે.

આ વાત સમજવા માટે એક દાખલો લઈએ. માનો કે એક વાસણમાં જળ ભર્યું છે. હવે આ જ વાસણને ઘણી ઠંડી આપીએ તો એક તબક્કે એ પ્રવાહી રૂપી જળનું ઘન બરફમાં પરિવર્તન થઈ જશે. બીજી બાજુ, જો આ જ વાસણને સળગતા ચૂલા પર મૂકી દઈએ અને તેને ગરમી આપીએ તો તે પાણીની વરાળ થઈ સમગ્ર વાતાવરણમાં ફેલાવા લાગશે! આપણને થશે કે અરે, આ પાણી તો સઘળું અદૃશ્ય થઈ ગયું, તેનો નાશ થઈ ગયો, કારણ કે વાસણ તો ખાલી થઈ ગયું છે! પણ ખરેખર એવું થયું નથી. એ પાણી જે પહેલાં એક વાસણમાં બંધાયેલું હતું તે વરાળ રૂપે સમગ્ર જગતમાં ફેલાઈ ગયું. તેનો નાશ થયો નથી! એવી જ રીતે આ પ્રવાહી જળમાંથી જો બરફ થાય તો એ પણ કેવળ અવસ્થા પરિવર્તન જ છે.

આવી જ રીતે આપણી અંદરની ચેતના પણ એક અથવા અન્ય રૂપો ધારણ કરી શકે અને તેનું વિજ્ઞાન જો શાસ્ત્રીજી જેવા લોકો જાણતા હોય તો પછી એમને તેનો શોક શાને થાય? ઉપર વાત કરી તેમ, સામાન્ય માણસને તો એવું થાય કે પાણી અદૃશ્ય થયું, નાશ પામ્યું અને તે એને લીધે સુખી-દુઃખી પણ થાય, પણ જે જાણે છે તે વિજ્ઞાનીને ખબર છે કે ખરેખર તો તેનો નાશ નથી, કેવળ તે એક સ્વરૂપથી બીજા સ્વરૂપમાં બદલાયું છે. જ્ઞાન-વિજ્ઞાનની આવી અદ્‌ભુત વાતો અમારા સંવાદોમાંથી અવારનવાર બહાર આવતી!

**૪૦. દેહથી જુદાઈ:**

બાપાએ ઉલ્લેખ કરેલા બીજા એક પ્રસંગની યાદ પણ આવી ગઈ. એમને મોતિયાનું ઑપરેશન કરવું પડ્યું હતું. હવે તે દિવસોમાં આ માટેની બધી રીતરસમ અને પદ્ધતિ ઘણી જુદી હતી. એમાં એવું હતું કે ઑપરેશન કર્યા પછી ચોવીસ કલાક સુધી મસ્તક ફેરવ્યા સિવાય વ્યક્તિએ એ જ સ્થિતિમાં સૂવું પડતું. સારી રીતે સફળતા માટે અને આંખ સારી થવા માટે આ જરૂરી હતું. સામાન્ય રીતે આ એક મુશ્કેલ કાર્ય માનવામાં આવતું હતું, જેને લોકો ઘણી તકલીફથી

પસાર કરતા. માથું હલી ન જાય તે માટે ઘણી કાળજી લેવી પડતી હતી, પરંતુ શાસ્ત્રીજીએ તો કહ્યું કે આ તેમના માટે કોઈ સમસ્યા નથી! તેમણે કહ્યું કે હું તો શવાસનની સ્થિતિમાં રહીને અંદર ઊંડો ઊતરી ગયો. પછી તો આ સમય સહજ રીતે પસાર થઈ ગયો. આમ સ્વાભાવિક દેહચેતના છોડી દઈ બીજી અવસ્થામાં જવાથી કાળજી માટે જરૂરી સમય સરળતાથી પસાર થયો.

આવી ઘટનાઓ અને પ્રસંગો દ્વારા મૂળભૂત રીતે એક સ્પષ્ટ હકીકત બહાર આવે છે. શાસ્ત્રીજી જેવી સ્થિતિમાં રહેલા લોકો કોઈક રીતે તેમના પોતાના શરીરથી આવશ્યક રૂપે અલગ થઈ જતા હોય છે. તેઓ એ સ્પષ્ટરૂપે જોઈ શક્યા છે કે શરીર એ તો તેમના વાસ્તવિક 'સ્વ' પ્રત્યેના જોડાણ તરીકેની એક ઘટના છે. તેમનો એ અનુભવ છે કે તેઓ માત્ર શરીર જ નથી. આ પ્રકારે શરીરની સાથે એક જુદાઈનો વિકાસ અને અનુભવ સારી એવી નોંધપાત્ર સાધના પછી જ થાય છે.

ખરેખર તો ભારતીય પરંપરા એવું સૂચવે છે કે દેહનું સર્જન એ પોતે જ એક કર્મોનું અથવા પ્રારબ્ધનું પરિણામ છે. આમ દેહનું સર્જન થતાં કેટલીક ઘટનાઓ તેની સાથે અનાયાસે જોડાઈ જાય છે. કદાચ શાસ્ત્રીજી આ જ વાતને ઇંગિત કરતા હતા. **[ક્રમશઃ]**

**શ્રી ચુનીલાલ મહેતાની સ્મૃતિમાં** દર વર્ષે શ્રેષ્ઠ વાર્તા અને કાવ્યને **'સમર્પણ સન્માન'** એનાયત કરવામાં આવે છે. મે ૨૦૧૯થી એપ્રિલ ૨૦૨૨ના વર્ષની બે શ્રેષ્ઠ રચનાઓને પારિતોષિક માટે પસંદ કરવામાં આવી છે. વિજેતાઓને અભિનંદન.

**પુરસ્કાર (૧૫૦૦૦/- રૂપિયા બૅંક ટ્રાન્સ્ફર દ્વારા)**

**મે ૨૦૧૯થી એપ્રિલ ૨૦૨૦ :**

૧. કોઈનાં ગીત (ચાર ગીતો) – સપ્ટેમ્બર ૨૦૧૯ – રાજેશ પંડ્યા

૨. મ્યુઝિયમ ઑફ ઈનોસન્સ (વાર્તા) – ઑક્ટોબર ૨૦૧૯ – વિશાલ ભાદાણી

**મે ૨૦૨૦થી એપ્રિલ ૨૦૨૧ :**

૧. એક કીટનું સ્વપ્ન (કાવ્ય) – નવેમ્બર ૨૦૨૦ - યજ્ઞેશ દવે

૨. પેસમેકર (વાર્તા) – નવેમ્બર ૨૦૨૦ – મધુ રાય

**મે ૨૦૨૧થી એપ્રિલ ૨૦૨૨** :

૧. અફઘાની સ્ત્રીનું ગીત – નવેમ્બર ૨૦૨૧ – પારુલ ખખ્ખર

૨. પલાયન (વાર્તા) – નવેમ્બર ૨૦૨૧ – વર્ષા અડાલજા



# અકારો કાબા

**☐ વિશાલ ભાદાણી**

હૂરર... ફૂરર... ભાગો અહીંથી...

હાંફતી-હાંફતી ઘેર આવીને પીડિતાએ પોતાના પતિને કહ્યું, ''એ કહું છું સાંભળો છો? હવે તો આ કૅમેરાવાળાઓએ હદ કરી છે! ઘરની બહાર નીકળ્યું નથી થતું; કોઈ ને કોઈ કૅમેરા લઈને ઊભો જ હોય છે. કોઈ ન હોય તો પણ એમ લાગે છે કે કોઈ દૂરથી લાંબી નળીવાળો કૅમેરા લઈને તાકી રહ્યું છે. હું તો આ વખતની આમ સભામાં આના ઉપર જ કકળાટ કરવાની છું, તમે જોજો.''

''સભાનો સમય થઈ ગયો છે. જલદી કર.''

''હું એમ કહું છું કે એમની સાથે એમની ભાષામાં સીધી જ વાત કરવી પડે!''

''તને એની ભાષા આવડે છે? શાર્દૂલભાઈ કહેશે એમ કરીશું.''

આમ વાતો કરતાં-કરતાં એ યુગલ ઊપડ્યું, આમ સભામાં. સભામાં એમનાં જેવાં ઘણાં યુગલ હાજર હતાં. સૌના મનમાં કોઈ ને કોઈ ફરિયાદ હોય એમ લાગતું હતું. સભાસંચાલકે સૌને સ્થાન લેવા કહ્યું અને સંચાલન શરૂ કર્યું, ''માનનીય પ્રમુખ અને આપણા સૌના માર્ગદર્શક એવા શાર્દૂલભાઈ, સભ્યશ્રીઓ અને આત્મજનો. આ વખતની આમ

સભામાં આપ સૌનું હાર્દિક સ્વાગત છે. કોઈ પણ ઔપચારિકતા વગર આપણે સીધા જ મુદ્દા પર વાત કરીશું.'' એટલું કહીને તેણે સભાને ચર્ચા માટે આહ્‌વાન આપ્યું.

આ વાત પર ઘણી તાળીઓ પડી, ચિચિયારીઓ અને ગણગણાટથી સભામાં એક નવો પ્રાણ ઉમેરાયો.

પીડિતાને લાગ્યું કે એણે કોઈ પણની રાહ જોયા વગર પોતાની વાત સૌથી પહેલા કહેવી જોઈએ. એટલે એણે પોતાના પતિની સામે જોઈને જાણ કરી કે હવે એ શરૂ કરે છે :

''માનનીય પ્રમુખ શ્રી અને આમ સભાના સભ્યો. આપણે સૌએ આ કૅમેરાવાળાઓનું કંઈક કરવું જોઈએ. હવે બહુ થયું. આ આટલા બધા કૅમેરા નિરાંતે શ્વાસ પણ લેવા દેતા નથી. પર્સનલ લાઇફ જેવું કશું જ...''

પીડિતાની વાત વચ્ચેથી કાપીને બુલબુલ બોલી, ''એક દમ સાચી વાત છે... તે દિવસે અમે બધી બહેનપણીઓ નદીએ નહાવા ગયેલી... અને કોણ જાણે ક્યાંથી એ લોકો આવ્યા અને અમારાં 'એવા' ફોટા પાડીને જતા રહ્યા. બોલો!''

સંચાલકે આ નવી પીડિતાને અટકાવતાં કહ્યું, ''એક મિનિટ બે'ન, તમે પેલાં બે'નને પોતાની વાત પૂરી કરી લેવા દ્યો. બોલો બે'ન.''

બુલબુલબહેન બેસી ગયાં અને પેલી પીડિતાએ આગળ ચલાવ્યું.

''હા, તો હું એમ કહેતી હતી કે પર્સનલ લાઇફ જેવું કશું જ રહ્યું નથી. એક દિવસ હું અને મારા પતિ એક ઝાડ પર બેઠાં હતાં. કદાચ અમારા જીવનની એ ઉત્તમ ક્ષણ હશે. એ પળને અમે અમારામાં ભરી રહ્યાં હતાં, ત્યાં જ અચાનક અમારી બિલકુલ સામે ઝાડીમાં કંઈક હલનચલન સાંભળ્યું. અમે જોયું તો એક લાંબી નળીવાળો કૅમેરા અમને કચ... કચ... કચ... એમ કેટલી વાર કાપી ગયો. આવું ક્યાં સુધી ચાલશે?''

''હા, આપણા અધિકારોનું શું?'' બુલબુલે પીડિતાની પૂરી થયેલી વાતનો દોર પોતાના હાથમાં લીધો અને સંચાલકે પણ નોંધ્યું કે એનાથી સભાના શિષ્ટાચારનો ભંગ થયો નથી. બુલબુલે આગળ કહ્યું,

''વાત માત્ર શરીરની નથી!''

સૌના કાન ચમક્યા. સૌને થયું કે ફોટા તો માત્ર શરીરના જ હોય ને!

બુલબુલે સભાની કર્ણ-અને-મર્મ-તૃપ્તિ માટે સમજાવ્યું,

''કોઈ આપણો ફોટો લે છે ત્યારે આપણા આત્માનો અમુક અંશ એ ફોટામાં કેદ થઈ જાય છે. એને બ્રાઝિલિયન આદિવાસીઓની ભાષામાં 'અકારો કાબા' કહે છે. તમે એક મિનિટ માટે કલ્પના કરી જુઓ કે તમને કોઈ પિંજરામાં પૂરે તો કેવું લાગે?''

'પિંજરું' શબ્દ સાંભળતાં જ સભામાં ચિચિયારી અને ગણગણાટનો જુવાળ

ઊભો થયો.

સૌએ પોતપોતાના મનમાં કૅમેરા માટે એક પ્રકારનો વિરોધ વાવી દીધો.

સંચાલકે સભાને શાંતિ જાળવવા માટે વિનંતી કરી. શાર્દૂલભાઈ બુલબુલ સામે એકધારું જોઈ રહ્યા હતા.

એણે આગળ કહ્યું, ''આપણને શી ખબર કે આપણો ફોટો લીધા પછી એનું એ લોકો શું કરે છે? મારી તો એક જ વાત છે કે આપણો આત્મા ઈશ્વરની અમૂલ્ય ભેટ છે, આપણે એને કેદ થવા ન દેવો જોઈએ.''

આટલું બોલીને બુલબુલ બેસી ગઈ. સૌએ એને શાબાશી આપી.

શાર્દૂલભાઈ પાણી ભરેલા ભૂતકાળના એ ખાડામાં પોતાના પરિવારનો આત્મા શોધવા એવા તો નીકળી ગયેલા કે સભાસંચાલકે ખૂબ નજીક જઈને સહેજ અડીને કહ્યું, ''સાહેબ! ઓ સાહેબ!'' ત્યારે એ સભામાં પરત ફર્યા. અન્ય ચાર-પાંચ કૅમેરા-પીડિતોએ પણ પોતપોતાની વ્યથાઓ કહી અને જણાવ્યું કે કોઈએ આપણા ફોટા લેવા માટે ક્યારેય પરવાનગી લીધી નથી કે નથી કોઈ પણ જાતની રૉયલ્ટી આપી! આ તો કેવા પ્રકારનું શોષણ કહેવાય!

સૌની વાતને એકબીજા સાથે જોડીને સભાસંચાલકે વાત આગળ ચલાવી, ''આમ તો સંચાલકે વચ્ચે બહુ લાંબું બોલવું ન જોઈએ, પણ એક વ્યક્તિગત અનુભવ કહેવાની છૂટ લેવા માગું છું જો શાર્દૂલભાઈ અનુમતિ આપે તો.''

શાર્દૂલભાઈએ પોતાની ગરદન સહેજ નમાવીને અનુમતિ આપી.

''આભાર શાર્દૂલભાઈ. ગયા વર્ષે અમારે ત્યાં એક ગેસ્ટ આવેલા. ઉનાળામાં એ લોકોને ત્યાં પાણીની ખૂબ અછત એટલે આપણા જેવો પાણીવાળો વિસ્તાર જોઈને એ લોકો ખૂબ ખુશ થઈ ગયેલા. બાળકોએ જીદ કરી કે તળાવમાં નાહવા જવું છે. એટલે અમે અમારા ગેસ્ટ અને એમનો નાનો દીકરો આપણા આ સામે દેખાય એ તળાવના કિનારે પિકનિક માટે આવ્યા, ત્યારે તળાવના અમુક ભાગને ઊંડો કરવા સરકારે જેસીબી અને ટ્રક મોકલેલાં. ટ્રકોની એક લાંબી વણજાર સતત આવ-જા કરતી. ખબર નઈ ક્યારે અમારા ગેસ્ટનો છોકરો તળાવના કાંઠેથી એ ટ્રકવાળા રસ્તે જતો રહ્યો. એક ટ્રકે જોરદાર બ્રેક મારી અને એના ટાયરનો ઘસાવાનો અવાજ આવ્યો ત્યારે અમારું ધ્યાન ગયું. અમે જોયું કે અમારા ગેસ્ટનો દીકરો ટ્રક નીચે.

પણ આપ સૌને જાણીને આઘાત લાગશે કે એ વખતે તળાવમાં કામ કરતા લોકોએ અને ટ્રક-ડ્રાઇવરે પોતાના મોબાઇલ કાઢીને તેના ફોટા પડ્યા અને વીડિયોઝ ઉતાર્યા... એને દવાખાને લઈ જવાનું કોઈને પણ ન સૂઝ્યું...! શાર્દૂલભાઈ, મને સમજાતું નથી કે આ લોકો આટલા નિર્મમ હતા જ કે આ કૅમેરા આવ્યા પછી થયા!''

સભામાં બેઠેલાં સૌની આંખો થોડી વાર માટે ભીની થઈ, પણ તરત જ આક્રોશ અને ગુસ્સાને લીધે સુકાઈ ગઈ. હવે સૌ શાર્દૂલભાઈના બોલવાની રાહ જોઈ રહ્યાં હતાં.

શાર્દૂલભાઈ જેવા ઊભા થયા કે સભામાં એક અલગ અદબની સ્થાપના થઈ. શાર્દૂલભાઈ બે ડગલાં આગળ ચાલ્યા અને કહ્યું,

''આપ સૌ, મને લાગે છે આ મુદ્દો આપણા ખોરાક અને સુરક્ષા જેટલો જ ગંભીર છે. કારણ કે ખોરાક અને સુરક્ષા માત્ર શરીર સંબંધી જરૂરિયાતો છે, જ્યારે આત્મનું કેદ થવું એ તાત્ત્વિક રીતે વધારે ભયાનક છે. હજારો વર્ષ જંગલમાં રહેવાથી એક વાત તો સમજાણી છે કે શરીર હોય કે આત્મા, પિંજરામાં એનો ક્ષય થાય છે. વળી એ પણ એટલું જ સાચું કે આત્માની રક્ષા માત્ર શરીરરૂપી સાધન વડે જ થઈ શકશે.

અહીં ઉપસ્થિત આપ સૌ સિવાય, આપણા નિશાચર મિત્રો, વૃક્ષ, દેવી-દેવતાઓ, પ્રાણીયોનીના ભૂત-પિશાચ સમુદાયો, ખડકો, પર્વતો, નદીઓ અને સમુદ્રો કોઈક રીતે આપણી વાત મનુષ્ય સમાજ સુધી પહોંચાડીએ, પણ પ્રશ્ન ભાષાનો છે. આપણે કેવી રીતે આપણી વાત એ લોકો સુધી પહોંચાડવી?'' થોડી વાર જંગલ મૌન બની ગયું. એવામાં શાર્દૂલભાઈ બે ડગલાં આગળ ચાલ્યા અને મોટા ખડક પર શાંતિથી બેઠેલા મોગલી સામે જોયું અને કહ્યું,

''મોગલી, શારીરિક રીતે તો તું મનુષ્ય જાતિનો છે, પણ તારો આત્મા અમારામાંનો જ એક છે. આ કૅમેરાવાળો પ્રશ્ન તું જ્યાંથી આવે છે એ સમાજમાંથી આવ્યો છે અને ઈશ્વરે તને બંને ભાષાઓ શીખવાની તક આપી છે. એટલે હું, આ જંગલના એક પ્રતિનિધિ તરીકે એવું ઇચ્છું કે તું તારા સમાજમાં જા, ભાષા શીખ અને એ લોકોને આપણી સમસ્યા વિષે વાત કર. એમને એમ પણ સમજાવ કે એ લોકો જ્યારે પોતાના ફોટા પાડે છે ત્યારે એમનો આત્મા પણ કેદ થાય છે. આમ જ ચાલશે તો પ્રાણી અને મનુષ્યનો જે એક વિશ્વરૂપ આત્મા છે એને એ કેદમાંથી કેવી રીતે છોડાવીશું? મોગલી, તું આ કામ માટે અત્યારે જ જઈશ?''

''જી મહારાજ, હું આ જ ક્ષણે નીકળું છું.'' કહીને મોગલી મનુષ્ય સમાજ તરફ ચાલતો થયો.

લગભગ બે દિવસ બાદ મોગલીના ફોટા દરેક છાપાઓ અને સોશિયલ મીડિયામાં વહેતા થયા. વરુ-બાળના ફોટોગ્રાફ્સ જોઈને એવાં બાળકો વધુ શોધવા અને એમને કૅપ્ચર કરવા અનેક લોકો જાત-જાતના અનેક કૅમેરા સાથે જંગલમાં પ્રવેશ્યા.

જેણે મોગલીનો ફોટો લીધો તેને ***બેસ્ટ ફોટોગ્રાફ ઑફ ધ યર***નો ઍવૉર્ડ મળ્યો અને મોગલીનો આત્મા બે ઇંચ ઓછો થયો. ❑❑❑



લાલ મુનિયા નર

# લાલ મુનિયા

☐ અશોક મશરૂ



લાલ મુનિયા માદા

**જા**મેલી વર્ષા ઋતુમાં, નદીમાં ઊગી-ઊભી થયેલ લીલીછમ પાનમાં તમે ફરતા હો ને તમારા માથા ઉપર રૂપાની ઘંટડી જેવા મીઠો રણકાર સંભળાય તો જરૂર આ લાલ મુનિયાની ટોળકી આવી ચડી છે. તીરની જેમ પસાર થઈ જાય તો તમને ફક્ત લાલ રંગના લિસોટાનો ભાસ થાય. મન પડે તો ૫-૭-૧૦ની આ ટોળી પાનમાં વચ્ચોવચ સીધી અંદર ઊતરી બેસી જાય. પછી તો દેખાય એ બીજા, બસ થોડી ચીયાની હલબલ દેખાય ને અંદરથી મિષ્ટ કલબલ સંભળાય. રાહ જોઈએ અને નસીબ સાથ આપે તો ઉપર આવી પાન પર બેસી ઝૂલી દર્શન દે. પાનની હરિત પૃષ્ઠભૂમિની સામે આ લાલનું લાવણ્ય ઓર ખીલે છે. એક પાન ઝુંડથી બીજાએ મુનિયાની ચહકતી ટોળી ઘૂમરાય છે. બહાર ખુલ્લા ઘાસમાં ચરવા પણ ઊતરે. જરા નજીક જવા પ્રયત્ન કરો, વિક્ષેપ પામે ને ટોળકી ઝૂમમ... કરતી ઊડીને ક્યાંય દૂર જઈ ઊતરે. એકલપેટું જરાય નહીં, સમૂહચારી. બહુવ્યાપી આ મુનિયા પાણી ભરેલ ડાંગરના ખેતરે પણ મળી જાય.

ટચૂકડું ચકલી જેવડું પણ ઠસ્સો



માળામાં તણખલા લઈ જતો નર

ભારે! નમણું, નાજુક ને માણેક સમાન, નિરાંતે નિહાળીએ તો રીતસર કેફ ચડી જાય. આંખોને તો ઉજાણી! પંખીકુળની પ્રથા પ્રમાણે પ્રણય ઋતુમાં નર આકર્ષક અને રૂપાળો, સંપૂર્ણ રક્તરંગી કહી શકો. શરીર, ચાંચ ને આંખ પણ રાતી. પગ પણ રતુંબડા. પાંખ-પૂંછડી શ્યામલ. રક્તરંગી દેહ પર શ્વેત ટપકાંનું છાંટણ, જાણે લાલ મલમલે ટાંકેલ મોતી! પાનની ટોચે ઝૂલી પૂંછડીનો પંખો રચી થરથરાવે, સાથે ચાંચ ખોલી ઊંચી કરી અવિરત મીઠા ચહકાટથી પ્રિયતમાને બોલાવે ત્યારે તો તેના આશિક બની જઈએ. મુનિયા બહેન પણ ઓછાં સુંદર નથી, શરીર રેશમી, રાખોડી બદામી, પૂંછડીમાં લાલ રંગ ઝબકે, તેને પણ દેહ પર શ્વેત ટપકાં પથરાયેલાં. આ જોડીને અનેક વાર જોઈ હોય તો પણ ફરી જ્યારે પાનમાં વિહરતાં સન્મુખ થઈ જાય ત્યારે જરૂર મલકી જઈએ. જો રાજકોટમાં પંખીડાનો ફેશન-શો યોજાય તો આપણી આ લાલ મુનિયા જરૂર ‘મિસ’નો ઇલકાબ જીતી જાય.

તારા નામ છે અનેક, ક્યા નામે બોલાવું હે મારી રૂડી-રૂપાળી લાલ મુનિયા! આ નામો છે, લાલ, લાલ ટપુસિયું, સુરગ. વળી અંગ્રેજીમાં Red Munia, Red Avadavat, Red Waxbill, Strawberry Finch. લાલ મુનિયાના લૅટિન/વૈજ્ઞાનિક નામે તો આપણા અમદાવાદ શહેરનું નામ વિશ્વમાં રોશન કર્યું છે, તે છે Amandava. ઘણાં વર્ષો પહેલાં અમદાવાદ શહેરમાંથી યુરોપમાં આ પક્ષીને આયાત કરાયેલ ત્યારે અમદાવાદના નામે નામકરણ થયું.

તેના પિત્રાઈઓને ઓળખીએ તો પહેલું સાવ સાદું ટપુસિયું, ઝાંખુંપાંખું - ઘર આસપાસ તેમજ સીમમાં વસે. બીજું વીડવાસી તલિયું ટપુસિયું, શ્વેત છાતી એ સુંદર તલની છાંટવાળું અને



માળામાં પીંછું લઈ જતી લાલ મુનિયા માદા

ત્રિરંગી શ્યામશિર મુનિયા, તેને પણ પાણી સાથે ઘરોબો, પાન અને ખેતરમાં ઘૂમે.

ચોમાસે લાલ મુનિયા પાનઝુંડના તળિયાના ભાગે પાણીથી થોડે ઉપર દડા જેવો ઘાસનો માળો રચે. સૂકું જાડું ઘાસ, પછી અંદર પાતળા ઘાસના તાંતણા એકબીજામાં વણીને માળો બનાવે છે. નાજુક ઈંડાં અને બચ્ચાં માટે સાવ અંદરના ભાગે મુલાયમ પીંછાની પથારી તૈયાર કરે છે. લાલ મુનિયા જ્યારે ચાંચમાં સફેદ પીછું પકડીને લઈ માળામાં જવા ચીયા પર બેસે ત્યારે લાલ છાતીના પશ્ચાદ્‌ભૂમાં સફેદ પીંછું અતિસુંદર દેખાય છે. દરેક પક્ષી-તસવીરકારને આવી તસવીર લેવાનું એક સ્વપ્ન હોય છે. માળામાં પાંચથી સાત સફેદ ઈંડાં મૂકે અને જોડી સાથે બચ્ચાં ઉછેરે.

''ચલત મુસાફિર મોહ લીયો રે પિંજરે વાલી મુનિયા''

ઉત્તર પ્રદેશનું આ કર્ણપ્રિય જાણીતું લોકગીત તેની તર્જ અને તાલથી લોકોની જીભે ચડેલ છે. સાથે એક હકીકત તરફ અંગુલિનિર્દેશ કરે છે. લાલ મુનિયાને તેના આકર્ષક રંગ અને મીઠા અવાજના ગુણોને કારણે કુદરતી રહેઠાણમાંથી પકડીને પીંજરામાં પૂરી બજારમાં વેચાય છે. પક્ષીઓ પાળવાના ચાહકોમાં તેની ઘણી માગ છે. જોકે વન્ય જીવન સુરક્ષા ધારા પ્રમાણે કોઈ પણ વગડાઉ, જંગલી પક્ષીને પકડવું અને ઘરમાં રાખવું કાયદાનો ભંગ છે અને સજાને પાત્ર છે. વન્ય પક્ષીને પીંજરે પૂરો તો તેની કુદરતી રોજિંદી દિનચર્યા જેમ કે સાથીઓ સાથે ગાવું, ઊડવું, ચરવું, બચ્ચાં ઉછેરવાં વગેરે પર રોક આવતાં પક્ષીઓ માનસિક તાણ અનુભવે છે. તેમની વર્તણૂક બદલાય છે. પીંછાં ખરે છે, વધારે પડતું બોલે છે, ડર,


ગાતો નર

તણાવ અનુભવે છે અને આક્રમક બને છે. આમેય પોતીકા નિવાસમાં વિહરતાં, ખિલખિલાટ કરતાં પંખીડાંનાં રંગો, ગાન, ઉડ્ડયન માણ્યાનો રોમાંચ પીંજરાના પક્ષીમાં ક્યાંથી હોય?

સાહિત્ય અને સમાજમાં લાલ રંગની ગરિમા ઘણી છે. રંગને અનેકવિધ ઉપાધિ મળેલ છે, લાલ એટલે સુંદરતાનો રંગ, પ્રેમનો રંગ, હિંમત-શૌર્ય-બલિદાનનો રંગ, નવવધૂનાં વસ્ત્રોનો રંગ, ભય-ચેતવણીનો રંગ વગેરે, પણ એ બધું જવા દો. અમ પક્ષીપ્રેમીઓને મન એ રંગ તો લાડકવાયી લાલ મુનિયાનો જ! હવે, તમે પણ નદી તટે રખડી રંગમય થશો ને?

❑❑❑

**'શ્રી સોહમ સ્મારકમ'** અમદાવાદ તરફથી 'નવનીત સમર્પણ'માં પ્રગટ થયેલા ઉત્કૃષ્ટ લેખ/શ્રેણીને પુરસ્કૃત કરવામાં આવે છે. મે ૨૦૧૯થી એપ્રિલ ૨૦૨૨ના વર્ષના **શ્રી સોહમ સ્મારકમ પારિતોષિકના** વિજેતા નીચે પ્રમાણે છે. વિજેતાઓને અભિનંદન.

**પુરસ્કાર (૭૫૦૦/- રુપિયા બૅંક ટ્રાન્સ્ફર દ્વારા)**

**મે ૨૦૧૯થી એપ્રિલ ૨૦૨૦ :**

૧. વૈજ્ઞાનિકોનો સંક્ષિપ્ત પરિચય (શ્રેણી) – હેમંત સોલંકી

૨. ‘અ બર્ડ મસ્ટ ફ્લાય’ : મુલ્કરાજ આનંદનાં પત્ની નૃત્યાંગના શીરીન વજીફદારની અપ્રકાશિત આત્મકથા (જૂન ૨૦૧૯) – ડૉ. રંજના હરીશ

**મે ૨૦૨૦થી એપ્રિલ ૨૦૨૧ :**

૧. સત્યજિત રાય વિશેના લેખો
(જૂન, જુલાઈ, ડિસેમ્બર, જાન્યુઆરી ૨૦૨૧) – અમૃત ગંગર

૨. શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર : એક ઝાંખી (ફેબ્રુ.૨૧) - ઝીણારામ મ. દાણીધારિયા

**મે ૨૦૨૧થી એપ્રિલ ૨૦૨૨ :**

૧. એક સાઈકિએટ્રિસ્ટની ડાયરી (શ્રેણી, ડિસે. ૨૦૨૦થી ચાલુ)
અમી ભાયાણી / ડૉ. શેફાલી થાણાવાલા

૨. રખડુનો કાગળ : બનારસ ગેલેરી (સપ્ટેમ્બર ૨૦૨૧) – મહેન્દ્રસિંહ પરમાર



# અંતરિક્ષના આગિયા
## (નભે ટમટમતી કથાઓ)

☐ ધ્રુવ ભટ્ટ

### ॥ પ્રકરણ – ૫ મૃગની કથા ॥




**કા**રતકના રાતના આકાશનો થોડોઘણો પરિચય આપણે કર્યો. તેને લગતી કથાઓ પણ આપણે જોઈ, હવે તેનાથી આગળનો મહિનો એટલે કે માગશરની વાત કરીએ. આ માસની પૂનમનો ચંદ્ર મૃગશીર્ષ સાથે ઊગશે એથી આ માસ માગશર કહેવાય છે.

માગશર અનેરો મહિનો છે. ગુલાબી ઠંડીમાં શિયાળુ ખેતી પુરજોશમાં હોય છે. રાઈ અને ઘઉંનો ઉગાવો શરૂ થાય છે. મધમાખીઓ મધ ભેગું કરવાની તૈયારી શરૂ કરતી હોય છે. સૂર્ય તેના દક્ષિણપથના આખરી બિંદુને અડીને પરત ફરવાની તૈયારીમાં હોય છે.

'માગશરે મોર, મહામાં મરવો, ફાગણે ફાડા (ખાખડી) અને વૈશાખે વેડો' એ ઉક્તિ પ્રમાણે આંબે મોર બેસવાની શરૂઆત થઈ ગઈ હોય.

આ મહિનાનો ઉલ્લેખ મહાભારતમાં પણ છે, કુરુક્ષેત્ર પર શ્રીકૃષ્ણએ કહ્યું છે

કે 'મહિનાઓમાં હું માગશર છું.'

ચાંદ્ર-કેલેન્ડર પ્રમાણે ભારતીય મહિનાઓ સૂર્ય પર આધારિત કેલેન્ડરના સંદર્ભે થોડા આગળ-પાછળ રહેતા હોય છે. આપણે દિવાળી નવેમ્બરમાં ગણીને ચાલ્યા છીએ એટલે માગશર માસ આશરે ડિસેમ્બરમાં આવતો હોય તેમ ગણીને આગળ વધીએ. સાથે આપેલો ડિસેમ્બર માસનો નકશો જોઈએ અને આકાશ ઓળખતાં જઈએ.

ડિસેમ્બર

**DECEMBER**

ઉ.
N

પ.
W

પૂ.
E

દ.

તારકગુચ્છ/નિહારિકા/તારાવિશ્વ

**Cluster/Nebula/galaxy**



તેજાંક

**Magnitude**

5 4 3 2 1

પૂર્વ ક્ષિતિજેથી બહાર આવી ગયેલા તારાઓમાં ચાર ચળકતા તારાઓ દેખાય છે તે આકાશનું સર્વાધિક સુંદર મૃગશીર્ષ નક્ષત્ર છે, જેમાં પુરાણકાળના લોકોએ હરણનો આકાર કલ્પ્યો છે.

ચાર તરત નજરે પડતા અને ચમકતા તારાને પૂર્વજોએ હરણના ચાર પગ કલ્પ્યા છે. આગલા બે પગની વચ્ચે થોડું આગળ તરફ એક ઝીણું ત્રણેક તારાનું તેજ દેખાય છે, તે છે હરણનું માથું. એટલે કે મૃગશીર્ષ. ભારતીય પ્રજા આ મૃગને વિવિધ નામથી જાણે છે, જુએ છે અને ચાહે છે. આ નક્ષત્રને ગુજરાતના લોકો 'હૈણકી, હરણું કે હૈણું' કહે છે. બીજાં નક્ષત્રોને ન જાણનારા લોકો પણ હરણી કે મૃગશીર્ષને જાણે છે.

હરણના આગળના બે પગમાંથી પૂર્વ તરફના પગ તરીકે ગણાયેલા તારાનું નામ આર્દ્રા છે.

પાછળના બે પગમાંથી પશ્ચિમ તરફનો, ચમકતો તારો બાણરજ છે. બાણરજની સહેજ ઉપરથી ઝાંખા-ઊજળા નદી જેવા વળાંકો લેતી તારાઓની એક હાર લગભગ દક્ષિણ ક્ષિતિજને અડકીને ઊગેલા એક તારા પાસે પૂરી થાય છે. એ નદીનું નામ છે વૈતરણી અને તેના છેલ્લા ચમકતા તારાનું નામ છે નદીમુખ.

નદી ત્યાં અજાણ્યા દરિયામાં ખોવાઈ જાય છે. કહેવાય છે કે મૃત્યુ પછી માનવ-આત્માએ તે વૈતરણી પાર કરવી પડે છે. વૈતરણીને પેલે પાર શું છે તે કોઈ જાણતું નથી. આમ જુઓ તો પણ દક્ષિણ ગોળાર્ધનું આકાશ ઉત્તરના લોકોથી અજાણ જ હોય ને?

બાણરજ અને તેનાથી જરા નૈઋત્યે ચમકતો તારો એ હરણના પાછળના બે પગ છે. તેની વચ્ચે જરા અંદરની તરફ જે ઝાંખો તેજપુંજ દેખાય છે તે છે હરણભાઈએ ગભરાઈને પગ વચ્ચે વાળી લીધેલી પૂછડી, એટલે કે મૃગપુચ્છ. તેમાં નવો તારો બનવાની પ્રક્રિયા ચાલે છે. પ્રખ્યાત અશ્વમુખ આકારની નિહારિકા (હૉર્સ-હેડ નેબ્યુલા) આ ઝાંખું પ્રકાશતા ધુમ્મસમાં આવેલી છે.

આ ચિત્રની મધ્યમાં, એક હરોળમાં ગોઠવાયેલા ત્રણ તારા છે તે વ્યાધ (શિકારી)એ છોડેલું તીર દર્શાવે છે. તે તીરની સીધી લીટીમાં, દક્ષિણ-પૂર્વ ક્ષિતિજેથી બહાર આવી રહેલો સૌથી વધુ ચમકદાર દેખાતો તારો તે વ્યાધ છે, જેણે હરણને તીર મારીને તેનું મસ્તક છેદી નાખ્યું છે.

વ્યાધ એક યુગ્મ તારો છે, એટલે કે ત્યાં એક નહીં બે તારાઓ છે. આઠ ઇંચ વ્યાસના અરીસાવાળા દૂરબીનથી આપણે બન્ને તારાઓને જોઈ શકીએ છીએ.

એક સંશોધન પુસ્તક અનુસાર પશ્ચિમ આફ્રિકાના માલીમાં વસતી ડોગોન

આદિવાસી પ્રજાને જાણ છે કે આ વ્યાધ એક યુગ્મ તારો છે. એટલું જ નહીં વ્યાધ અને તેનો સાથી તારો એક કેન્દ્રબિંદુની પરિક્રમા ૬૦ વરસે પૂરી કરે છે. પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આ ડોગોન લોકો ૬૦ વરસે એક ઉત્સવ પણ ઊજવે છે, જેમાં ઘરની દીવાલ પર વ્યાધને બે તારા રૂપે ચીતરે છે.

મોટા દૂરબીન વગર ડોગોન લોકોને કેવી રીતે ખબર પડી હશે કે વ્યાધ એક યુગ્મ તારો છે? આ પ્રશ્ન કરીને પુસ્તક-કારે અલગ-અલગ સંભાવનાઓ ચર્ચી છે. જોકે એ પુસ્તકની વાતો ચકાસવાની કે તેની સત્યતા સાબિત કરવા માટે કોઈ સંશોધન થયું નથી.

આ વ્યાધ આકાશનો સહુથી વધુ ચમકતો તારો છે. તેને શ્વાનમંડળનો યોગ તારો પણ કહે છે, કારણ કે તેની આસપાસના થોડા તારાઓને જોડીને પૂર્વજોએ શિકારી સાથે તેનો શ્વાન પણ કલ્પ્યો છે. તેનાથી થોડે દૂર પશ્ચિમ ક્ષિતિજે ઊગતા પ્રભાસ અને શુની પણ જોઈ લઈએ. શુની એટલે માદા શ્વાન.

શુનીથી જરાક ઉત્તર તરફ જોઈએ તો પાસે-પાસે રહેલા બે તારા દેખાશે. એમાંનો એક જરા વધારે ચમકતો છે તે પુરુષ અને બીજો જરા ઓછો ચમકતો તારો તે પ્રકૃતિ ગણાય છે. તે બેઉને બીજા તારાઓ સાથે જોડીએ તો એકબીજાનો હાથ પકડીને આકાશમાં ઊડતાં હોય તેવાં ઢીંગલા-ઢીંગલીનું ચિત્ર રચ્યું છે, તે મિથુન રાશિ છે.

આ હરણી નક્ષત્રમાંનો એક તારો આર્દ્રા પણ રોહિણીની જેમ એક જ તારાનું નક્ષત્ર છે. વધુમાં એ મૃગશીર્ષ નક્ષત્રનો ભાગ હોવા છતાં તે સ્વતંત્ર નક્ષત્ર ગણાયું છે. આવું કેમ હશે તે સમજવા આપણે આ બેઉ તારાઓનાં રંગ-રૂપ પર નજર કરીએ. બન્ને તારાનો રંગ લાલ છે. આધુનિક સંશોધનો પછી આપણે જાણી શક્યા કે આ અને આવા બીજા ચિત્રા, પારિજાત વગેરે તારાઓ મહાકાય લાલ તારાઓ છે, જેને રેડ જાયન્ટ કહે છે. જોકે અત્યારે તારાઓના વર્ગીકરણને છોડીને આપણે પુરાણોમાં હરણની કથાઓ જોઈએ.

ભારતીય પ્રજા જેને સહુથી વધુ જુએ છે તે હરણીની કથા ઘણાં પુરાણોમાં છે. જોકે તેની મુખ્ય કથા ભારતીય પ્રજાના મનમાં બ્રહ્મા પ્રત્યે નારાજગી જન્માવે તેવી છે.

આપણા પૂર્વજોને થયું હશે કે પ્રજાપતિએ આખી સૃષ્ટિ રચી છે તો તેની પણ દરેક ભારતીયને યાદ રહી જાય તેવી એક ચિરસ્મરણીય કથા રચવી જોઈએ. કદાચ એટલે જ તેમણે આ કથા રચી અને આકાશમાં આ બધા તારાઓની મૃગ આકૃતિ કલ્પીને તેને કાયમી બનાવી દીધી.

ભારતીય પુરાણોમાં સામાન્ય લોકોને ગળે ન ઊતરે કે અરુચિકર લાગે તેવી

કથાઓ પણ કહેવાઈ હોય એવા ઘણા દાખલા છે. જનસામાન્યના મનમાં શંકા કે પ્રશ્ન જગાડે એવી પણ અનેક કથાઓ છે.

ઘણા જ્ઞાનીઓએ આવી કથાઓને કોઈ ખાસ સમજ આપવા માટે રચાયેલાં રૂપકો તરીકે ઓળખી લઈને પોતાને સમજાયા હોય તે આધ્યાત્મિક અને ગૂઢ અર્થો આપ્યા છે

વેદો અને ઉપનિષદો પર ટિપ્પણી લખનારા અનેક વિદ્વાનોએ આ બધી કથાના આધ્યાત્મિક સંદર્ભો અને પરમના રહસ્યને છતું કરતી ઘણી અલગ-અલગ સમજૂતીઓ આપી છે.

આ હરણની જે કથા વિશે અનેકો આધ્યાત્મિક અર્થો કહેવાયા છે તે કથા આ પ્રમાણે છે :

વેદમાં બ્રહ્માનું નામ નથી. વેદ બ્રહ્માને 'પ્રજાપતિ' તરીકે ઓળખાવે છે. પ્રજાપતિને દસ માનસપુત્રો છે. તેમાં દક્ષના એકથી વધારે રૂપો આવે, દેવો પણ આવે, મનષ્યો પણ આવે અને નારદ જેવા મુનિ કે ભૃગુ જેવા ઋષિઓ પણ પ્રજાપતિના માનસપુત્રો છે.

આ પ્રજાપતિ અથવા શિવમહિમ્નમાં જેને 'પ્રજાનાથ' કહેવાયા છે તેને માનસપુત્રો ઉપરાંત પુત્રી પણ છે. નામ વાગ્દેવી સરસ્વતી. તેનું બીજું એક નામ ઉષસ અને ત્રીજું વાક્ છે.

સફેદ વસ્ત્રોમાં શોભતી, મયૂર (મોર)ના વાહન પર ફરતી, દરેક વિદ્યામાં નિપુણ એવી સરસ્વતી બ્રહ્માની ભલી, ભોળી પુત્રી. એનું નામ પડતાં જ ભલભલા વિદ્યાધરો અને સારસ્વતો હાથ જોડીને નતમસ્તકે પ્રણામ કરતા હોય છે.

એક વખત બ્રહ્માને આ સરસ્વતી પર મોહ ઊપજ્યો અને તે પોતાની દીકરી પાછળ દોડ્યા, સરસ્વતી ગભરાઈ ગઈ અને હરીણીનું રૂપ ધારણ કરીને છલાંગ મારતી ભાગી.

બ્રહ્મા હરણનું રૂપ લઈને પાછળ દોડ્યા ત્યારે શિવજીનું ધ્યાન ગયું. એમણે તરત શિકારીનું રૂપ લઈને હરણને વીંધી નાખ્યો. પુરાણોમાં કથા રૂપે જણાવાયેલ આ પ્રસંગ મહિમ્નસ્તોત્રમાં આ આ રીતે વર્ણવ્યો છે.

પ્રજાનાથં નાથ પ્રસભમભિકં સ્વાં દુહિતરં
ગતં રોહિદ્‌ભૂતાં રિરમયિષુમૃષ્યસ્ય વપુષા
ઘનુષ્પાણેર્યાતં દિવમપિ સપત્રાકૃતમમુમ્
ત્રસન્તં તેઽદ્યાપિ ત્યજતિ ન મૃગવ્યાધરભસઃ

(પ્રજાનાથ જ્યારે પોતાની પુત્રી પ્રત્યે આકર્ષાયા ત્યારે તે હરણીનું રૂપ લઈને ભાગી.

પ્રજાનાથ હરણનું રૂપ ધારણ કરીને ભાગતી પુત્રીની પાછળ પડ્યા. હે ધનુર્ધારી ત્યારે આકાશમાં ગયેલા અને (તમને જોઈને) ત્રાસ પામેલા બ્રહ્માને તીરથી વીંધી નાખતો તમારો શિકારી ઉત્સાહ આજે પણ તેને છોડતો નથી.)

કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણીય સંહિતામાં લખ્યા પ્રમાણે બ્રહ્માએ કૃષ્ણમૃગનું રૂપ લીધું અને હરણી રૂપે ભાગતી ઉષસને રોકી. એટલામાં તેમને આભાસ થયો કે પોતાની પાછળ કોઈ ધનુષ-બાણ લઈને નિશાન તાકે છે.

પ્રજાપતિએ ગભરાઈને ચીસ પાડતાં કહ્યું, 'મને મારીશ નહીં, મને જવા દે, હું તને પશુપતિ બનાવીશ.'

બિચારા બ્રહ્મા, પોતે જેને પશુપતિ બનાવવાની લાલચ આપતા હતા તે પશુપતિ શિવ પોતે જ વ્યાધ (શિકારી) સ્વરૂપે પાછળ ઊભા હતા. વ્યાધે તીર છોડીને કૃષ્ણમૃગના મસ્તકને છેદી નાખ્યું. માથું હરણના આગલા પગ પાસે જ પડ્યું.

તે માથું, એટલે મૃગશીર્ષ જે આકાશી હરણના બે પગ વચ્ચે થોડે આગળના ભાગે ત્રણેક ઝાંખા તારા રૂપે નરી આંખે પણ જોઈ શકાય છે.

વેદમાં પ્રજાપતિને સૃષ્ટિના સર્જક કહ્યા છે. તે કારણે 'સર્જકના પ્રાણ વાઙ્મય થવાનો પ્રયત્ન કરે છે' તેવું ભાષ્ય કરીને સરસ્વતી પાછળ ગયેલા બ્રહ્માને નિર્દોષ કહેવાનો પ્રયત્ન ઘણી જગ્યાએ થયો છે, પરંતુ પુરાણોએ અને ખાસ કરીને આ દેશની પ્રજાએ બ્રહ્માને માફ નથી કર્યા.

સરસ્વતી નદી હંમેશાં માટે ગુપ્ત રૂપે વહેતી થઈ ગઈ (ભારતમાં કોઈ પણ બે નદીના સંગમને ત્રિવેણી સંગમ કહેવાય છે, કારણ કે ગુપ્ત રીતે વહેતી સરસ્વતી પણ ત્યાં સંગમ રચતી હોઈ શકે તેવું માનાય છે).

ગુપ્ત રીતે વહેતી કે અદૃશ્ય સરસ્વતીનો કિનારો જ ન જડે પછી તેને કિનારે કોઈ તીર્થ પણ શી રીતે હોય? બધી નદીઓના કિનારે તીર્થો છે. એક સરસ્વતી નદી જ અતીર્થા છે.

તે ઉપરાંત ભારતીય પ્રજાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ - એ ત્રિદેવમાંથી વિષ્ણુ અને મહાદેવને ઈશ્વર માનીને તેમનાં મંદિરો ગામેગામ સ્થાપ્યાં છે, પરંતુ આખા દેશમાં બ્રહ્માનું એકાદ રડ્યુંખડ્યું મંદિર હોય તો માફ, બાકી ભારતીયો બ્રહ્માની પૂજા નથી કરતા. બ્રહ્મા અપૂજનીય ગણાય છે.

સારા-નરસા પ્રસંગોએ લોકો અનેક દેવોને (અને ગ્રહોને પણ) નિમંત્રીને તેમની પૂજા-અર્ચના કરતા હોય છે, પરંતુ બ્રહ્માને યાદ પણ નથી કરાતા.

આ હરણને ભારતના કેટલાંક પશ્ચિમી રાજ્યોમાં અને ખાસ કરીને બંગાળમાં 'કાલપુરુષ' નામે ઓળખાવાય છે. સમયને નિયંત્રિત કરતો, આકાશમાં મહાનાદે

ડમરુ વગાડીને નૃત્ય કરતો સમય પોતે જ હશે કે પછી ભગવાન શંકરનું કે કાર્તિકેયનું સ્વરૂપ લોકકલ્પનામાં મુકાયું હશે?

હરણની કથામાં જેને તીર કહેવાયું છે તે કાળપુરુષની કલ્પનામાં તેની જનોઈ ગણાય છે.

ગ્રીક પુરાણકથા પણ હરણને ઓરાયન નામના શિકારી તરીકે ઓળખે છે. ઓરાયનની પાછળ આવતા વ્યાધ અને સાથી તારાઓથી બનતા શ્વાનમંડળને ગ્રીક કથામાં પણ શ્વાન જ કહેવાયો છે.

પેલા ત્રણ તારા જે કથાભેદે તીર, જનોઈ વગેરે કહેવાયા તે અહીં ઓરાયનની તલવાર કે જમૈયા તરીકે આલેખાયા. હજારો વરસથી મુખોમુખ કહેવાતી આવેલી વાર્તાઓમાં આટલો ફરક તો આવી જ જાય ને?

આ ઓરાયનની કથા એવી છે કે એ નામનો એક શિકારી હતો. સિંહનું ચામડું ખભે રાખીને પોતાના બે કૂતરા સાથે બધે ફરતો. એક વારે તેણે મહાબલી ઍટલાસની પુત્રીઓ પ્લેઇડિઝને જોઈ અને તેમના પર ઉપર મોહી પડ્યો.

ઓરાયન જ્યારે તક મળે ત્યારે પ્લેઇડિઝની પાછળ પડતો અને પ્રેમની માગણી કર્યા કરતો. સાત વરસ સુધી તો કોઈને ખબર નહોતી, પણ પછી દેવરાજ ઝ્યુસને આ વાતની જાણ થઈ.

દેવરાજે વિચાર્યું કે છોકરીઓના પિતા, ઍટલાસને મેં પૃથ્વી અને આકાશને ટેકવી રાખવાનું કામ સોંપેલું છે. એટલે એને આ સમાચાર આપીને નબળો પડવા દેવાય તેમ નથી કે ક્ષણભર પણ મુક્ત કરી શકાય તેમ નથી. એટલે ઍટલાસની વહાલી દીકરીઓની ક્ષેમકુશળની ચિંતા મારે કરવી જોઈએ.

આમ વિચારીને ઝયુસે પ્લેઇડિઝ બહેનોને તારાઓનું રૂપ આપીને આકાશમાં સલામત જગ્યાએ બેસાડી દીધી, જેથી પૃથ્વીવાસી ઓરાયન તેમને આંબી પણ ન શકે...

ઓરાયન પણ ઓછો નહોતો. તે પણ તારાઓ સ્વરૂપે પલટાઈ ગયો અને પ્લેઇડિઝ બહેનોની પાછળ પડ્યો. દેવરાજે ઓરાયનને રોકવા એક મોટા વીંછીનું સર્જન કર્યું. તે વીંછીએ ઓરાયનને ડંખ મારીને મારી નાખ્યો.

વીંછી બીજા કોઈને કરડે નહીં તે માટે દેવરાજ ઝયુસે તેને દક્ષિણમાં મોકલી આપ્યો.

એક બીજી કથા પ્રમાણે ઓરાયન જળદેવતા પોસાઇડોનનો પુત્ર હતો. તે દરિયાનાં મોજાં પર ચાલી શકતો. એક વખત તે નશો કરીને પાણી પર ચાલતો-ચાલતો એક ટાપુ પર પહોંચી ગયો, ત્યાં ટાપુના રાજા ઓએનોપિયોનની દીકરી મોરેપી દરિયામાં નહાતી હતી. તેણે ઓરાયનને પાણી પર ચાલતો જોયો અને ડરની મારી

ભાગી. ઓરાયને મોરેપીને ભાગતી જોઈ એટલે ઓરાયન તેની પાછળ દોડ્યો.

દોડીને ખડકો ચડતાં ઓરાયનનો પગ ત્યાં વસતા એક વીંછી પર પડ્યો. વીંછીએ ઓરાયનને પગમાં ડંખ માર્યો અને ઓરાયન મૃત્યુ પામ્યો.

પોસાઇડોનના દીકરાના મૃત્યુથી દેવો શોકમાં ડૂબી ગયા અને ઓરાયનને એક નક્ષત્રનું રૂપ આપીને તેની સ્મૃતિ કાયમ કરી દીધી. વીંછીને સુદૂર દક્ષિણે ફેંકી દીધો.

બીજી એક ગ્રીક કથામાં આનાથી જુદી વાત આવે છે. એ વાત પ્રમાણે ઓરાયન ક્રીટ ટાપુનાં જંગલોમાં દેવી આર્તેમીસ અને તેની માતા લેટો સાથે શિકાર પર નીકળી પડ્યો. ત્યાં તેણે તમામ પ્રાણીઓને ધમકી આપી કે, 'હું પૃથ્વી પરના એકેએક જાનવરને મારી નાખીશ.'

દેવી ગાયા (પૃથ્વી)એ ઓરાયનની આ ધમકી ભરી વાતનો વિરાધ કર્યો અને તેને મારવા માટે એક મહાકાય વીંછીનું સર્જન કર્યું.

'ઓરાયન બધા જીવોને મારી નાખે તે પહેલાં તું ઓરાયનને મારી નાખ.' કહીને ગાયાએ વીંછીને ઓરાયન પાછળ છોડી મૂક્યો. વીંછી કરડવાથી ઓરાયન મૃત્યુ પામ્યો.

પૃથ્વીદેવી (ગાયા)એ દેવરાજ ઝ્યુસને વિનંતી કરી કે આ મહાન શિકારીને આકાશમાં તારાઓ રૂપે રહેવા દેવામાં આવે. ગાયાની વાત સાંભળીને દેવરાજે ઓરાયનને આકાશમાં ચમકતા તારક મંડળમાંનું એક મંડળ બનાવી દીધો.

ગાયાએ સર્જેલા વીંછીને પણ દક્ષિણ આકાશમાં એટલું જ માનભર્યું સ્થાન મળ્યું.

આમ આ મૃગશીર્ષનો ઉલ્લેખ ઘણાં પુરાણોમાં છે. લોકપ્રિય અને જાણીતી આકાશી આકૃતિની એક કરતાં વધારે કથા હોય તે સ્વાભાવિક છે.

**[ક્રમશઃ]**



૧૦મી સદીનું પંચાયતન મંદિર, પરબડી

# જાવું હતું જકાર્તા ને નીકળ્યો હું ચોબારી

## ☐ દિક્પાલસિંહ જાડેજા

કચ્છનું નહીં પણ ઢાંગાનું ચોબારી. અજાણ્યાને તો ખબર પણ નહીં હોય કે આ ઢાંગો વિસ્તાર અસ્સલ કાઠિયાવાડની દોથોએક મૂછનો વળ ખાઈ ગયેલા એક વાળ જેવો આજેય ધરતીપટે પડ્યો છે. એની અકોણાઈ, અકડાઈ ને એનો વાતવાતમાં 'ઊંહું' કરતો તીખો વળ આજેય તમને એ મલકના માનવી, માલ-ઢોર કે ઝાડ-પાંદમાં વરતાઈ આવે. 'ઢાંગો', બે-અક્ષરી આ નામ બોલું ને આજેય મારાં ગલોફાં ભરાઈ જાય એવું એ કેફ-ચકચૂર નામ મને છેક નાનપણથી આકર્ષતું રહ્યું છે. જો કે, મારે તો જાવું હતું જકાર્તા ને



ભાડલાની પ્રાચીન વાવ

નીકળી ગયો હું આ ચોબારી, રેશમિયા ને ઠાંગનાથ ભણી.

આસો વદ અગિયારસની મધરાત પડી ત્યાં સુધી તો નક્કી જ હતું : કાલે સવારે તો ચોરવાડ-કુકસવાડા, માધવપુર-ઘેડ, પોરબંદર-ઘુમલી થઈને વળતાં બીજે દિવસે ગોંડલના ઉદ્યોગ-ભારતીની મસ્ત ખાદી પહેરીને પાછો આવી જઈશ. પછી ભલેને આવે નવે નાકે દિવાળી!! કેશોદ રહેતાં પર્યાવરણવિદ્ શ્રી રેવતુભા રાયજાદાને તો મેં કહી રાખેલું : 'રસ્તામાં હું તમારી ગમાણ સૂંઘતો જાઈશ.' પણ અહીંયાં ધાર્યું ધણીનું'ય થતું નથી એટલે જકાર્તા (ઘેડ અને લીલી નાઘેરનો પંથક એ જ મારે મન તો જકાર્તા) જવાના મારા ઑરતા પર સાંજ પડતાં જ પાણી ફરવાનું શરૂ થઈ ગયું : 'સપરને પરબ કોઈના ઘરે ના જા તો સારું. એટલો બધો લાંબો પલ્લો કાપીશ તો માંદો પડીશ. નવા દિવસોમાં ચોઘડિયાં બદલાતાં હોય એટલે કાંઈક ઑડુંઝોડું વળગે. બેનના ઘરે કુકસવાડા(ચોરવાડ પાસે) રાત રોકાઈશ પણ એનેય દિવાળીમાં મે'માન હોય, તું જઈશ તો એમને તારી ઉપાધિ.' આવું-આવું તો કંઈક ચાલ્યું પણ બંદો તો : 'બે'રો(બહેરો) જાણે.' પછી તો રાત પડી એમ સવાર પણ પડી. ઊઠ્યો, નાહ્યો-ધોયો ને એક વેણ કાન પડ્યું: 'બારશને 'દિ બાપનું બાર(બારણું) ન છંડાય.' થયું : બાપના નામે બેડી પડી. આમેય હું ભૂખડી બારશ જેવો રખડું તે સહુની આંખે તો થઈ જ ગયો હોઉં એટલે થયું, 'સારું ચાલો, આથમણે નહીં તો ઊગમણે તો બારણાં ઊઘાડાં જ છે. રાત પડે-પડે ત્યાં તો



ચોબારીના નવા તળાવમાં ડૂબમાં રહેતું પ્રાચીન મંદિર
જેમાંની મોટી વિષ્ણુની પ્રતિમા હાલ રાજકોટ વોટ્સન મ્યુઝિયમમાં છે

બાપના બાર(બારણા)માં પાછો દાખલ થઈ જઈશ. પણ જાવું તો છે જ હવે. આજે નહીં તો ક્યારે?! એટલે નીકળી ગયો જકાર્તાને ઠેકાણે ઠાંગો ખૂંદવા. ઠાંગો એટલે ચોટિલા પંથકનો દક્ષિણ-પશ્ચિમનો ડુંગરાળ-જંગલ વિસ્તાર. આ ઠાંગા વિસ્તારમાં સદીઓ જૂનાં ગામ વસે છે એટલે એનાં કંપનો(vibes) ઝીલવાના ઑરતા મને ઘણા સમયથી હતા. મારું ગામ સરધારની ધારને આ કાંઠે હાલારની હદે ને સરધારની ધારને એ કાંઠેથી શરૂ થાય આ ઠાંગો. કાઠિયાવાડનાં કંઈક ધિંગાણાં આ ઠાંગાએ ઝીલ્યાં છે.

સવારે નવેક વાગ્યે જ સરધારની ધાર ટપીને મેં મારી બે નાળચાવાળી જાવા બાઈક ચોટિલા હાઈવે પર હંકારી મૂકી. ભૂપગઢ પાર કર્યું ને સીધો પહોંચ્યો ભાડલા. ભાડલામાં 'ગેલમાતાની વાવ' તરીકે ઓળખાતી ૧૩મી સદી પહેલાં બંધાયેલી પ્રાચીન વાવ છે. આજથી પચ્ચીસેક વરસ પહેલાં ભાડલાની આ વાવમાં અલંગમાં મારા પિતા સાથે કામ કરતા એક ધીરુ ગંજેરી સાથે હું ખૂબ ન્હાયો છું. વાવનાં પગથિયાં પાસે ભૂતડા-દાદાનું મંદિર છે. મને યાદ છે, એ વખતે ન્હાતાં પહેલાં ધીરુએ મારા વાળની એક લટ કાપીને ભૂતડાદાદાને ધરાવી હતી ને પછી આ બંદાએ કંઈક ધૂબાકા વાવમાં મારેલા. એ વાવનું નહીં પણ ગાંજાનું વળગેલું ભૂત જો કે ધીરુને હવે તો ભરખી ગયું છે. આજે એ ધીરુ

નથી. વાવનાં ઊતરતાં પગથિયાંઓની દીવાલે કંઈક સુંદર પૂતળીઓ પ્રાચીન શિલ્પકારોએ કોરી છે પણ આપણા વર્તમાને એનાં નાક-કાન કાપ્યાં છે ને કેટલાંક બળાત્કારીઓએ પાષાણની સુંદરીઓનાં એ સ્તન પણ નૉચી ખાધાં છે. વાવની બંધ ચોકીના ગવાક્ષોમાં વિષ્ણુ, ગણેશ, શિવ-પાર્વતીની મૂર્તિઓ પણ હવે ધૂળ થવામાં જાજો સમય નહીં લગાડે. આ વર્ષે સારા વરસાદને કારણે વાવમાં પાણી તો ઘણું છે. પણ જિંદગીભર ન્હાવાનું માંડી વાળીએ તો ચાલે એવી ગંદકી દેખીને હું ભાડલાથી નીકળી ગયો ને નાળિયેરી(ગામ) વટીને સીધો પડ્યો આણંદપરની વીડીમાં. આ વીડીમાં હવે ડાલામથ્થાના આંટાફેરા વધ્યા છે. ધોળેદહાડે'ય બહુ ઓછા માણસોનું હલણ છે. જો કે કાળાનાગ જેવી એક પાકી ડામર-સડક ત્યાં હવે બની ગઈ છે. આણંદપરની વીડીમાં વીડી વચ્ચોવચ્ચ આવીને મેં જાવા ઊભું રાખ્યું. વીડી એવી છે કે તમને લાગે કે તમે સહુથી ઊંચે ઠેકાણે આવી ઊભા છો. લગભગ વીસેક મિનિટ સુધી બાઈક રોડના કાંઠે ઊભું રાખીને આ વીડીમાં આમથી તેમ હું રખડ્યો, થોડું બેઠો ને વળી પાછો ઊભો થયો. બસ, નિરુદ્દેશે. પણ પછી ઝાઝું થોભાય એમ નહોતું એટલે બાઈક પલાણીને સીધો પકડ્યો ચોબારીનો મારગ.

આ ચોબારી એટલે જૂનું દ્રુપદશહેર. દ્રૌપદી આ પાંચાળનાં હતાં ને અત્યારે જે ચોબારી છે એ જ પ્રાચીન દ્રુપદનગરી હતી એવી એક લોકવાયકા આજ સુધી ચાલી આવી છે. જો કે આ અત્યારે તો ગામમાં બાવા-સાધુ જ્ઞાતિના લોકોની વસતિ વધુ છે. પણ મને સાચ્ચે જ રોમાંચ થયો કે આ સમયે તો હું દ્રૌપદીના પિયરમાં ઊભો છું. દુનિયામાં કોણ વધુ યાદ રહેશે? હું કે આ દ્રૌપદી?? અહીં સરખામણી નથી પણ આ કેવું આશ્ચર્ય છે જુઓ તો, કે જે હવે જીવતા નથી તે હજીય જીવે છે ને મારા જેવો બે-અદબ રખડુ આવતા સમયમાં કોઈને કદાચ યાદ પણ નહીં હોય! હવા પણ જાણે બે કાળને જોડતી હોય એમ સૂસવતી હતી. ચોબારી આવતા પહેલાં હાઈવેને કાંઠે એક જ જગતી પર ૧૩મી સદીમાં બનેલું પરબડીનું પ્રાચીન પંચાયતન મંદિર જોયું. અહીં કુલ પાંચ મંદિરો હતાં. પણ હવે તો ત્રણેકના અવશેષો જ બચ્યા છે. 'પડું કે પડશે, પડું કે પડશે'- થાતાં થાતાં'ય પોતાની જાહોજલાલી સાચવીને ઊભાં છે. એના મુખ્યમંદિરના ગર્ભગૃહની દ્વારશાખના લલાટબિંબ પર ગણેશની મૂર્તિ કોતરેલી છે એ પરથી અનુમાન કરી શકાય છે કે આ શિવમંદિર હશે. આજે હવે બાજુમાં કોઈ બીજાએ ધજા ફરકાવીને 'એના પોતાના' ધરમની ધજા લાંબી કરી લીધી છે. પુરાતત્ત્વખાતાએ પંચાયતન પર 'આ મંદિર અવશેષોને કોઈ નુકસાન કરશે તો પાંચ હજાર રૂપિયાનો દંડ કરશું' એ



પંચમુખી વાવ, ચોબારી

મતલબનું બૉર્ડ લગાવી દીધું છે પણ એનેય હવે કાટ ચડવા લાગ્યો છે એટલે એક વરસથી વધુ એ ટકશે નહીં. પંચાયતનના મંદિર અવશેષો હજી દસેક વરસ તમને-મને દર્શન દેશે પછી એય અલોપ થશે એવું ભવિષ્ય ભાખી શકાય છે. કેમકે, પાંચ વરસ પહેલાં પંચાયતનના પડખામાં આ આધુનિક સમયનું 'ધર્માયતન' નહોતું ખડું થયું. હશે ચાલો, આપણે તો ચલતા ભલા.

જાવાનું એન્જિન ધગાવીને વળી પાછો પહોંચ્યો - ચોબારી. હાઈવે પરનું સાવ નાનકડું ગામ. 'શું આ જ પ્રાચીન દ્રુપદનગર હશે?' પાદરમાં પહોંચીને સાચો જવાબ દઈ શકે એવા ચહેરા ખોળવા ખૂબ પ્રયત્નો કર્યા. પણ હું બહુ ફાવ્યો નહીં. એક આધેડ ઉંમરનો પુરુષ જડ્યો. પૂછ્યું : 'હેં ભાઈ, કે છે કે આંય ગઢ હતો ને એક પંચમુખી વાવ હતી તે ઈ હજી છે?' મારા આવા સવાલથી એ પુરુષ ઘડીભર તો મને તાકી રહ્યો. પછી મને કહે : 'કાં તમે પુરાતત્ત્વખાતાવાળા છો?' રખડી-રખડીને હું પણ રીઢો થઈ ગયો છું એટલે મેં પણ એને પાધરો જવાબ દઈ દીધો : 'હા હું પુરાતત્વખાતમાંથી આવું છું.' એ બદામી રંગના આદમીએ હાથ લાંબો કરીને મને દિશા ચીંધી : 'તમે જે મારગેથી આયવા ન્યાં નાળા હેઠે ઊતરો કે તરત પંચમુખી વાવ છે. પણ એમાં કાંઈ છે નહીં સાય્બ એક મોટો કૂંડો છે.' કૂંડને 'કૂંડો' કહેનારા આ જણ પર દયા ખાધા સિવાય મારી પાસે કોઈ વિકલ્પ નહોતો. પહોંચ્યો પંચમુખી વાવના એ ઠેકાણે. મેઘાણીદાદાએ આ વાવ ને આ ચોબારીના ટાંચણપાનાં લખ્યાં છે એ મને અત્યારે યાદ ચડ્યું ને મને ઑર કૅફ ચડ્યો. વાવ આખી પાણીથી છલોછલ ભરી છે. પટમાં આંબલીનાં બસોએક વરસ જૂનાં થડ ઊભાં છે. ઘેઘૂર વડલા છે. પાણીથી આખી ભરેલી હતી તો'ય



ચોબારીમાં જર્જરિત ગઢપ્રવેશ પાસે વિશાળ કદના ગણપતિની દેશી કાઠીરાજ સમયની મૂર્તિ

લાગતું હતું કે આની રોનક કંઈક ઑર હશે. વાવનું પાણી છલીને નદીમાં ભળતું હતું. કહે છે કે આ ભાડલાની વાવ, આવડી આ પંચમુખી વાવ વગેરે સોલંકીકાળ પહેલાં બનેલી છે. પાછળથી ગામમાં એક માણસ જડ્યો જે કહેતો હતો કે મીનળદેવી સોમનાથ ભણીથી પાછાં આવતાં હતાં ત્યારે આ તરસ્યાને પાણી મળી રહે એ માટે એના સંઘે ગામેગામ આવી વાવ ચણાવી છે. આમાં કેટલું સાચું? કેટલું કેમ ભેળવેલું? એ સંશોધનનો વિષય છે. વળી એ માણસ તો કહેતો હતો કે 'તમે હાઈવે પર જે પંચાયતન મંદિર દેખ્યું ન્યાં લગણ નવલખા ગઢની રાંગ હતી એમ કે છે ને ન્યાં ક'ણે રાજાનો એકદંડિયો મહેલ પણ હતો.' પંચમુખી વાવ પર કલાકેક રહીને વળી પાછો હું ગામમાં દાખલ થયો. બપોરના દોઢેક વાગ્યા હશે. વા-બગલી જેવા એકલદોકલ જુવાનિયા મોબાઈલ-ફોન હાથમાં લઈને આંટા-ફેરા મારતા હતા એ સિવાય ગામમાં બધે સૂનકાર હતો. ગામની નિશાળના સામી દુકાનના ઓટે એક વીસેક વરસનો જુવાન મોબાઈલમાં સન્ની લિઑનીના વિડિયોઝ જોતો હતો. મને એકદમથી એના પડખામાં પ્રગટ થઈ ગયેલો જોઈને બિચારો હેબતાઈ ગયો. મેં એને રંગેહાથ(આંખ) પકડી લીધો હતો એટલે એ બિચારો પોતાના ખિપ્પા જેવા દાંત બતાવતો મારી સામે :'હેએ..હેએએએ... હેએએ.' કરતો ફૂસફૂસ હસી પડ્યો. મેં પણ રૉબોટ હસે એમ એની સામે હસીને પૂછ્યું : 'આંયા એક પુરાતન જૂની માણા જેવડી ગણપતિની મૂર્તિ છે ઈ ક્યે ઠેકાણે છે ભાઈ?' ઈવડો ઈ ભોંઠો પડ્યો હોય કે કોણ જાણે પણ : 'મને કાંઈ ખબર નથી' એમ કહેતો'કને કૂલેથી ધૂળ ખંખેરતો ભાગ્યો. મેં આગળ વધીને બીજા એક જુવાનને જૂના કાળના ગણપતિની એ મૂર્તિ વિશે પૂછ્યું. એ જુવાનિયો મારી સાથે છેક સુધી આવ્યો. ગણપતિ ગઢની દીવાલમાં બસ ઊભા છે, પોતે પડી ન જાય એની દરકાર કરતા. ગઢની દીવાલ પણ પડતી-પડતી હવે સાતેક ફૂટ બચી છે. આ ચોબારી વળી પાછું કાઠીઓનું જૂનું

સ્ટેટ. પછીથી ભીમોરામાં એનું સ્થળાંતર થયું. કંઈક અદબી પુરુષો ને જાજરમાન નારીઓએ આ ગણપતિનાં દર્શન કર્યાં હશે એવા વિચારથી હું પણ દરશણ કરતો'કને મૂળ ગામમાં અંદર દાખલ થયો. ત્યાં તો એક સાથે પચીસ-ત્રીસ પાળિયા મારો મારગ રોકતાં ઊભાં હતાં. પાળિયાઓનો આ લેન્ડસ્કેપ જોઈને મારી આંખ ઠરી. પંદેરક ફૂટ ઓરસ-ચોરસ જમીનમાં આ પાળિયાઓ પડખોપડખ, ખીચોખીચ જુદી જુદી ચિત્રાવલીઓ સર્જતા ઊભા છે. પાળિયાઓનો આ અનિયંત્રિત ખડકલો પણ એક ચોક્કસ પણ નિયંત્રિત એવી આકૃતિ રચતો હતો. આ બધું સ્કેચ કરવાનું ઘણું'ય મન થયું પણ સ્કેચબુક કે પેન્સિલ સાથે નહોતાં.

આ બધા પાળિયાઓ જે ઠેકાણે હતા એની સામે જ એક દુકાન, પડખામાં એક જૂનું મકાન. એક વૃદ્ધ અને એક આધેડ પુરુષ દુકાનના ઓટલે બેઠા હતા. ભાભાનું નામ અમરશીભાઈ ને બીજા વાતડાહ્યા પુરુષનું નામ હિતેષભાઈ મેશવાણિયા. ક્યાંથી આવો છો? મારો જવાબ તો એક જ હતો : 'જૂની વાતો હાંમ્ભળવી ગમે છે એટલે આ રખડો કરીને આવું છું. તમારું ગામ બહુ જૂનું છે કાં?'

જવાબમાં અમરશીભાઈની આ અસ્ખલિત વાક્ધારા સાંભળો : 'હા બાપા, આ અસ્સલ પાંચાળ પરદેશ(પ્રદેશ). મૂળમાં તો આ દ્રુપદની નગરી હતી એમ કે છે. પણ ઈ એંધાણ હજી કોઈને'ય



ઓઢા હમીર અને બીજા કાઠીઓના પાળિયા, ચોબારી

જડતા નથી. પણ આ પાળિયા દેખ્યા? ઈ બધાં અસ્સલ મરદના, કાઠીના પાળિયા. અમારા આ ચોબારીમાં એમ જૂના કાઠીઓનું રાજ હતું. આ જુઓ, આ વચલો પાળિયો.' પાળિયા સામે પોતાની એક આંગળી ચીંધે તો અપમાન કહેવાય એટલે વચલા એક પાળિયાના પગમાં પોતાના માથાનું ફાળિયું અડકાડીને કહે, 'આવડો આ 'ર્યો ઈ દેવતાઈ પુરુષ ઓઢા હમીરનો પાળિયો. આજેય ઈનું એટલું હ્ાચ છે. એના શીલના તો દાખલા દેવાય છ બાપા.' મને તરત જ સ્મરણે ચડી પાંચાળના, ભીમોરાના 'લખમણ-જતિ'ની નામના પામેલા ઓઢા હમીરની એ કથા.

અમરશીભાઈએ વાત આગળ ચલાવી. પાળિયાથી સહેજ પાછળ એક જુનવાણી ચોરામંદિર તરફ હાથ ધરીને કહે, 'જો આ રામજીમંદિર દેખાય? આ ન્યાં'જ ઓઢો બાપા બેસતા એમ કે છે. પણ એ બેસતા ન્યાં કાયમ કપડાની એક પડદી આડી રાખતા. બાયું મા'ણાને ક્યારેય આંખ ઊંચી કરીને જોતા નંય એવું એમને નીમ હતું. નાડીના સાબૂત આદમી. પોતાની પાંહે એક નાની મરચાંની ભૂકી ભરેલી ડબરી રાખતા. ભૂલેચૂકેય જો બાઈ માણહને દેખી જાય તો ડબરીમાંથી મરચાંની ભૂકીની ચપટી ભરીને સૂરમો આંજે એમ આંજી દેતા. બાપા, આવું હ્ાંભરી તંયે એમ થાય હો કે માણાને પેટેય સાચના પુરુષ અવતાર લે છે. આ તમને નંય ખબર્ય હોય પણ ઈ ઓઢા બાપુની નાડી ધોયે કંયેક ગરભવતિયુંનાં દરદ ભાંગ્યાં સે ને એમ ઈ દરદમાં પિલાતી દીકરિયું છૂટી થઈ છે હો.' ઓઢા ખાચરની નાડી ધોઈને સગર્ભાને એનું પાણી પવાતું એટલે સગર્ભાના આડા ગર્ભ સવળા બનતા ને એમ પ્રસૂતિ સહેલી બનતી. ઓઢા હમીરના આવા શીલપરચાઓના દુહા આ પંથકમાં હજીય પ્રચલિત છે. એ પાળિયાની નીચે પણ આ દુહો ખીલાથી કોતરેલો હતો :

'હે નાડી હમીરરા!
વૈદક હોડ વદાં,
પીધે પાવરરાં !
આડાં ભાંગે ઓઢિયા!'

(હે હમીરના દીકરા!! તારી તો નાડી'ય એવી છે કે હું વૈદ-દાક્તર સામે શરત(હોડ) લગાવી શકું. વૈદની દવા પીધે જે અવળા ગર્ભ સવળા નથી થતા તે તારી નાડી ધોઈને પલાળીને પ્રસૂતાને પવાય છે ને એમ પીડાતી નારીનો છુટકારો થાય છે)

અમરશીભાઈ મને કહેતા હતા: 'બાપા, અસ્ત્રીની પીડા ટાણે તો ઓઢો બાપા રીતસરના લખમણ જતિનો અવતાર થઈ જાતા હો. ન લે અનાજનો એકેય દાણો કે ન ઈ ઊંઘે-કરે. આ એવા ઈ ગામધણી હતા લ્યો.' પછી તો આ ઓઢા હમીરના પડખામાં હું મન મોકળું કરીને ઘણુંય બેઠો. બીજા



દેશી રજવાડા વખતનું જૂનું ચોરામંદિર,
જ્યાં બેસીને વીર ઓઢા હમીર કપડાની એક પડદી બાંધીને બેસતાં એમ કહે છે

કોઈની ખબર નથી પણ મને એ વખતે પંડમાં સુરતાનાં રૂંવાડાં ઊભાં થતાં હોય એવી મીઠી અનુભૂતિ થતી હતી. વાહ રે! શું એ સમય હશે!! અમરશીભાઈએ ઓઢા હમીરના એ શીલપરચાની વધુ એક સાહેદી પૂરી : 'ભાઈ, આ અમારી હમણાંની વાત કરું લોને. એને કાંઈ છેટું નથી. લગભગ બે'ક વરહ પેલાંની જ વાત. આ અમાર ગામની એક દીકરી આંય પડખામાં નાનિયાણીમાં પૈણાવી સે. ડિલીવરીમાં સે'ય વાતે ઈનું આડું ના ભાંગે. ચોટિલે દવાખાને લઈ ગ્યેલા. દાક્તરે દીકરીની ઘણીય કારી કરી પણ આડું ન તૂટે. બચારી કાંઈ રિબાય, કાંય રિબાય... આંય દીકરીની માએ આવડા આ ઓઢાબાપાનો આ પાળિયો ધોઈને એનું પાણી પાયું ને અરધીક કલાકમાં તો દીકરીએ દીકરાને જલમ દીધો.' પછી તો ચોબારીના ગામધણી ઓઢા હમીરનો એ પાળિયો મારી છાતીમાં રોપીને હું ઊભો થયો.

ચોબારી ગામની વચ્ચોવચ્ચ પણ એક તેરમી સદીનું પ્રાચીન મંદિર છે. હિતેશભાઈ મેશવાણિયાએ મારી સાથે ગામના દસ-બાર વરસના બે છોકરા મોકલેલા. જે મને ગામના તળાવકાંઠાના બીજા એક મંદિર સુધી લઈ જવાના હતા. નવા ચોબારી વચ્ચે પોતાના જૂના કાળના લસરકા સાચવતું પ્રાચીન મંદિરનું એ માળખું હજીય ઊભું છે. એનાથી થોડેક છેટે એક હમણાં એકવીસમી સદીમાં ચણેલું સિમેન્ટ-ચૂનાનું ગુલાબી મંદિર શિખર પણ છે. [બંને મંદિરશિખરનો વિરોધાભાસી ફોટો મેં મારી સાચવણની મજૂસ (કેમેરા)માં ક્લિક કરી લીધાં છે]. એ દેખાડીને છોકરાએ કહ્યું : 'જુવો સાય્બ. આ જૂનું રહ્યું ઈ દેવળ કહેવાય ને આ નવું રહ્યું

ઈ મંદિર કહેવાય.' મારે વધુ કશું કહેવું નથી. તમે જ જાણોને કે તમને 'દેવળ' બોલવામાં મજા આવે છે કે 'મંદિર' બોલવામાં? નાના છોકરાઓએ આપેલી આટલી 'અસ્સલની ઓળખાણ' મારા માટે પૂરતી હતી. પછી તો મેં તળાવકાંઠે આવેલા પ્રાચીન મંદિર અવશેષોના પણ દૂરથી દર્શન કર્યાં. તળાવમાં પાણી ભરેલાં છે એટલે ત્યાં જઈ શકાયું નહીં. અમરશીભાભા કહેતા હતા: 'ઈ મંદિરમાંથી જે જૂની વિષ્ણુની મોટી મૂર્તિ નીકળેલી ઈ મારા બાપા ગાડામાં નાખીને છેક રાજકોટ લઈ ગયેલા. આજે ઈ મૂર્તિ તમારે જોવી હોય તો રાજકોટના વૉટ્સન મ્યુઝિયમમાં છે.' મને થયું કે તો તો આ દેવળોને દેવવિહોણા કરવાની ઘટના તો હજી હમણાં સોએક વરસ પહેલાંની જ હશે. દેવ જેવાં દેવ આટલા સુંદર દેવાલયમાં આપણાથી સચવાણા નહીં તે હવે એને પહેરેદાર સંત્રીઓની વચ્ચે મ્યુઝિયમમાં પૂર્યા.

લગભગ બપોરના અઢી વાગ્યે મેં ચોબારી છોડ્યું ને ત્રણેક વાગ્યે કાળાસરના પાદરમાં થઈને ઢાંગનાથ મહાદેવના ડુંગર તરફ જવા મારું જાવા મોટરસાઈકલ તડબડાટી કરતું હાલી નીકળ્યું. કાળાસર વટ્યો કે મુલક આખો બદલાઈ ગયો હોય એવો ભાસ થયો. ભૂખરી ભોં પર એકલ દોકલ ગોવાળિયા સિવાય મારગ આખો સૂનકાર હતો. ગૂગલ મેપ પર ઢાંગનાથ મહાદેવ સર્ચ કરેલું પણ ગૂગલ પણ થાપ ખાઈ ગયું કે કોણ જાણે હું કોઈ ભ્રમમાં રહ્યો તે છેક ઝિંઝુડાના પાદર સુધી હું આંટો દઈ આવ્યો. ડુંગરની ધારુંમાં પણ છેક ઊંડે સુધી જઈ આવ્યો પણ ઢાંગનાથ મહાદેવ ના જડે. એવામાં એક બકરાં ચારતા એંશીએક વરસના ભાભા દેખાણા. એમને પૂછ્યું: 'એ રામરામ ભાભા, ઢાંગનાથ જાવું છે. ક્યાંથી જવાય?' મારા આડપાટાના આવા ભુલામણા પર ભાભા અફસોસ કરતાં બોલ્યા: 'અરે મારો રામ, તમીં તો ઘણે અંદર વયા આયવા સો. હાલો હું તમને પાકા મારગ માથે મેલી જાઉં. પણ મારી આ એક બકરી વિંયાણી સે તે ગિદયડી(જન્મેલું બચ્ચું) તેડી લઉં, નંય તો આંય એને ઝરખાં ખાઈ જાહે.' ભાભા તાજું જન્મેલું બકરીનું બચ્ચું તેડીને બાઈક પર રાંગ વાળીને બેસી ગયાં. રસ્તામાં મેં પૂછ્યું : 'તે હેં ભાભા આ ઓલ્યા જાર-બાજરાના ઢગલાવાળા ડુંગર કયા? ભાભાએ મારું બાઈક ઊભું રખાવ્યું ને તરત પોતાનો હાથ લાંબો કરીને કહે : 'આ જો, આપણી હ઼ામે બે મોટા ઢગલા દેખાય ઈવડા ઈ જ ઈ ડુંગર. મહાદેવની પોઠમાંથી વેરાઈને ઢગલો થઈ ગ્યા'ને પસી આ પાણો થઈ ગ્યા. કાળાહ઼ર અભરે ભરાણું હો બાપા.' તમને થતું હશે મેં આ શી કથા માંડી છે?! તે લો તમેય સાંભળો એ કથા: 'કાળાસર ગામ. બાર-બાર વરસથી દુષ્કાળ પડે

છે. વસતીને ક્યાંય ખાવા ધાન નથી રહ્યું. કાળાસરના ગામધણીએ પોતાના અનાજના કોઠાર ખુલ્લાં મૂકી દીધા છે. કોઠારમાં ભરેલા છેક છેલ્લા દાણા સુધી ભૂખી વસતીનું પેટ ભર્યું. બધાય ભંડાર ખાલી થયા. હવે!? પ્રજાનો પાલણહાર એવો ગામધણી લાજી મર્યો. હાય હાય, દુનિયાને મોઢું શું બતાવીશ? એક જ માર્ગ બાકી હતો આ દુ:ખ ઓછું કરવાનો અને તે આત્મવિલોપન. એ જ એનો રાજધર્મ. કાળસરના ગામધણીએ ઠાંગનાથ મહાદેવ સામે ઊભા રહીને પોતાની કરવત સરખી તલવાર ખેંચીને કહ્યું : 'લો નાથ! હવે આ મારું લીલું માથું સ્વીકારો. વસ્તીને ભૂખે મરતી મારાથી નહીં જોવાય.' ઠાંગનાથ પ્રસન્ન થયાં. 'જા ભા! તારો પાણિયારો ઘોડો તારા ગામ ભણી વેગે હાંકવા માંડ. પાછળ જોતો નહિ'. અને પછી તો ભાઈ, કાળાસરના ગામધણીના એ ઘોડા પછવાડે અન્નની પોઠ ચાલી. રેલગાડીથીય લાંબી એવી એ પોઠ હો. નજર માંડો તો'ય છેડો ના ભાળો એટલી લાંબી. કાળસર ગામ આખુંય અનાજના કોઠારથી લદાલદ થઈ ગયું. ભાઈ, ભાઈ બહુ થયું. ધરવ, ધરવ ને ધરવ હો. પણ કાળાહ઼રના ઓલ્યા ધરાઈ ગયેલા ધણીએ પાછળ વળીને જોઈ લીધું તે બાકીના પોઠિયા પાણા થઈ ગયા. આ જુઓ, આ સામે દેખાય ઈવડા ઈ જ આ જાર-બાજરાના ઢગલો થઈ ગયેલા ડુંગર.' ગિદયડી તેડેલા ભરવાડે મને એ બે અનાજના ઢગલા જેવા દેખાતા નાના ડુંગર બતાવ્યા ત્યારે તો હું પણ આપણી લોકકથાનાં જીવતાં પાષાણ-પાત્રોનો ચાહક બની ગયો હતો. ગોવાળિયો ડોસો મને ઠાંગનાથ પહોંચી શકું એવા મારગ માથે મૂકી ગયો ને હું જાર-બાજરાના એ પાષાણ-ઢગલા પાસે થઈને જ ઠાંગનાથનો તળેટીએ જઈ ઊભો.

ભૂખ બહુ લાગી હતી. પણ મારી મુસાફરીનો આ છેલ્લો પડાવ હતો એટલે થયું કે પહેલાં હવે ઉપર ઠાંગનાથ મહાદેવના દર્શને જઈ આવું પછી ચોટિલા જઈને અમદાવાદ હાઈવે પર કોઈ સારી હૉટેલમાં નિરાંતે જમીશ. ઠાંગનાથની તળેટી જ નહીં આસપાસનો ઘણો વિસ્તાર સાવ સૂનકાર હતો. હું એક કહેતાં બીજું કોઈ ન મળે. ઢાંગનાથ મહાદેવ પહોંચવા માટે ડુંગરના લગભગ ત્રણસોએક પગથિયાં ચડવાં પડે છે. મને બીજી તો નહીં પણ આસપાસમાં દીપડા હોવાની શક્યતાઓ વધુ લાગતી હતી. એકલો હતો એટલે થોડો ભય હતો. એટલે હાથમાં બે ગડગડિયા પાણા લઈ રાખેલા. (જાણું છું એનાથી શું થાય? પણ તો'ય હાજર સો હથિયાર). હાંફતો, શ્વાસ લેતો-ભરતો પહોંચ્યો ઠાંગનાથના ખોળામાં. દર્શન કર્યાં. આસપાસ થોડું રખડ્યો. મંદિરની ભીંતે એક ફોન નંબર લખીને નીચે ચોકથી લખેલું: 'આ નંબર પૂજારીનો છે કાંઈ કામ હોય તો ફોન

કરજો.' મારા સિવાય ત્યાં કોઈ જ નહોતું. દર્શન કરીને જેવો હું નીચે પગથિયાં ઊતરવા ગયો કે ડુંગરની ટોચે ઝાડીમાં કંઈક ખખડાટ થયો. મેં પાછળ વળીને જોયું તો કાંઈ કળાય નહીં. હું દસેક પગથિયાં નીચે ઊતર્યો ત્યાં વળી પાછો ઝાડીમાં ખખડાટ સંભળાણો. મનમાં ધાર્યું કે નક્કી કોઈ જનાવર છે. મેં પાછળ ફરીને ખખડાટ થતો હતો એ દિશામાં રમરમતો પાણાનો એક ઘા કર્યો ત્યાં મારી સાવ આગળથી એક અવાજ સંભળાયો : 'ખબરદાર. એને મારતો નહીં. કૂતરાનો જીવ છે પણ મારો જોડીદાર છે.'

મેં સામી નજર કરીને જોયું તો...ધોમ તડકામાંય મને પરસેવો છૂટી ગયો. મારી સામે જે પુરુષ આ બોલતો ઊભો હતો તે શરીરે સાવ નગ્ન હતો. ડિલ પર એક કરતાં એક કપડું ન મળે. આંખના પલકારમાં તો એક દેશી કૂતરાએ ઝાડીમાંથી આવીને મને ઠેકઠેકાણેથી સૂંઘી લીધો. આ પુરુષ કોઈ ગાંડો તો નહોતો જ. શરીર પર રાખ ચોળી હતી ને માથા પર જટા બાંધી હતી. એણે લાગલું મને પૂછ્યું : 'જમ્યો?' મેં ના કહી તો કહે, 'મારી પાછળ આવતો રે. પ્રસાદ લઈને પછી જા. તને ભાવે એવાં જૂઈનાં ફૂલ જેવા ચોખા રાંધ્યા છે.' તમને વાંચનારાને મારા આ ઠાઢા-પહોરના ગપ્પાં લાગશે પણ આ સત્ય હકીકત હું તમને કહું છું એટલી શ્રદ્ધા રાખજો. અને પછી તો કોણ જાણે કઈ શાંતિથી હું એ નાગાબાવાએ ચીંધેલી કેડી તરફ ચાલવા લાગ્યો એની મને હજીય ગતાગમ પડતી નથી. એ દિગંબર સાધુ મને ઠાંગનાથથી ઉપર થઈને પાછળની તરફ એક પીપરના ઝાડ નીચે લઈ ગયા. જોયું તો એમની પૂરી દુનિયા પથરાઈને પડી હતી. કમંડળ, ચીપિયો ને ફરસી. બાજુમાં એક ચૂલા પર જૂના વાસણમાં કંઈક બફાતું હતું. મને એમણે એક લોટામાં એમના હાથોએ પાણી પાયું ને પછી ચૂલા પર રહેલા વાસણમાંથી ગરમ ફળફળતા ભાત જમવા આપ્યા. જેટલો ભય મને પહેલાં દીપડાનો લાગતો હતો એટલો જ હું હવે મને સુરક્ષિત હાથોમાં હોઉં એવું લાગતું હતું. મારા મનમાં સહેજ પણ ભાર નહોતો. નહોતી કોઈ જ બીક. બાવાજી મારી સામે જોઈ જોઈને સતત હસતા હતા. ભાત જમી લીધા પછી થોડી વાર એમ જ અમે બેઠા. મેં મારાં એંઠાં વાસણ સાફ કર્યાં ત્યાં સુધીમાં તો એમણે મારી ઘણી વાતો મારી પાસેથી જાણી લીધી હતી. ચોબારીની મેં બધી વાતો કરી તો મને કહે: 'દીકરા, તેં હજી ચોબારીના રિસાળુ ને ફૂલવંતીની કથા નથી સાંભળી લાગતી. હવે તું વળતો જા તંયે ચોબારીના લોકને પૂછતો જાજે કે તમે કોઈએ સાંભળી છે? રિસાળુ ને ફૂલવંતીની કથા?' મને તરત યાદ આવ્યું મેઘાણીએ આ કથાનો ઉલ્લેખ

ક્યાંક કરેલો તો છે. પણ અત્યારે એ નામ સિવાય મને કંઈ જ યાદ નહોતું ચડતું. બાવાજીને મેં કહ્યું : 'બાવાજી, તે હવે તમે જ સંભળાવી દો એ ફૂલવંતીની કથા.' ત્યારે એક મોટા પથ્થર ઉપર બેસીને આ નાગાબાવાજીએ મારી સામે વાતના મંડાણ કંઈક આમ કર્યાં : 'ઘણાં કાળચોઘડિયાં પહેલાંની આ વાત છે. ફૂલવંતી કરીને અનંત ચાવડાની એક દીકરી હતી. બરાબર એ વખતે શાલિવાહનનો દીકરો કોક કારણે રિસાણો ને આવ્યો જંગલમાં. પોતે બાપથી રિસાઈને આવેલો એટલે લોકોએ નામ પાડ્યું 'રિસાળુ'. હવે ન્યાં ચોબારી પંથકમાં વસતા અનંત ચાવડાએ પોતાની દીકરી ફૂલવંતીને આ રિસાળુ હારે પરણાવી. પણ કઠણાઈ એવી કે ફૂલવંતી ખાલી આઠ વરહની ને રિસાળુ તો તારી જેવડો જુવાનજોધ. કુંવર એ કન્યાને પોતાની ઘોડી પર પાછળ બેસાડીને લઈ ગયો. પોતાના મહેલમાં એને રાખે. જમાડે ને કંઈક કાલાવાલા કરીને જુવાન કરે. રિસાળુએ મનથી નક્કી કરેલું કે કન્યા જુવાન થાય પછી જ એને હું પરણીશ. પછી તો છોરાં, કન્યાના દિ બધા જુવાન થતા ચાલ્યા. કન્યા મોટી થઈને એને શરીરમાં કામ પેઠો તે કચ્છના હઠિયા વણઝારાને આ જુવાન ફૂલવંતી મોહી પડી. હઠિયો વણઝારો છાનોમાનો આ ફૂલવંતીને મળવા રોજ આવે. બેય હિંડોળા ઝૂલે. એક વખત હિંડોળે ઝૂલતાં ઝૂલતાં હઠિયાએ પાન ખાઈને લાલ પિચકારી મારી તે છે..ક અદ્ધર ઘુમ્મટમાં ટીંગાતા ઝુમ્મરે જઈને પડી. રોજ સાંજ પડે ને હઠિયો પાછો વયો જાય જ્યાં વણઝારાના તંબુ તાણેલા હતા ન્યા. એક રાતે રિસાળુ કુંવર મહેલમાં આવ્યો. જોયું તો ઘુમ્મટમાં ટાંગેલા ફાનસે લાલ પિચકારી તબકી. રિસાળુએ ફૂલવંતીને પૂછ્યું : 'આ પાનની પિચકારી કોણે મારી ?' અલ્લડ બનેલી ફૂલવંતીએ જવાબ દીધેલો કે, 'મેં'. રિસાળુ મરદનું ફાડિયું હતો તે કે કે, 'લે મારી બતાવ. જોઉં કે તારી પિચકારી કેટલીક અદ્ધર જાય છે.' ફૂલવંતી ન કરી શકી. પકડાઈ ગઈ. ખબર પડી કે હઠિયો વણઝારો ફૂલવંતીને રોજ મળવા આવે છે ને આ પોતે જેને પરણવા લઈ આવેલો ને પોતે જેને પાળી-પોષીને મોટી કરી છે એ ફૂલવંતી તો હઠિયાને દિલ દઈ બેઠી છે. બીજે 'દિ રિસાળુએ જઈને હઠિયા વણઝારાનું તલવારની ધારે માથું વાઢ્યું. એનું કલેજું કાઢીને ફૂલવંતી પાસે રંધાવ્યું ને એના કોળિયા ભરાવ્યા. દીકરા, ઈવડા ઈ રિસાળુએ તો ઉપરથી ફૂલવંતીને પાછું પૂછ્યું : 'લે હવે કે, કે તેં રાંધ્યું એ કલેજું કેવું મીઠું હતું?' ને તે દિ ઈ ફૂલવંતીએ દુનિયાને મીઠો લાગે એવો જવાબ દીધેલો : 'મારા હઠિયા વણઝારાનું કલેજું બહુ મીઠું હતું.' પછી તો ફૂલવંતી ચોબારીમાંય ના રહી ને

હઠિયાને ઝૂરતી વગડો વીંધીને ક્યાંક પાતાળમાં અલોપ થઈ ગઈ.'

ઠાંગનાથના પડખામાં એ દિગંબર બાવાજીએ સંભળાવેલી એ ફૂલવંતીની કથા હવે હું કોઈ જુગમાં ભૂલી શકું એમ નથી. ચોબારીમાં જન્મેલી માત્ર દ્રૌપદી જ નહીં પણ આ ફૂલવંતી જેવી નારીઓ પણ હતી જે પિયુના કલેજા ખાતાં ખાતાં'ય કહે છે : 'બહુ મીઠું લાગ્યું.' આ નાગાબાવા કોણ હતા? અહીં કેમ છે? એ બધી પડપૂછ કરવી મને યોગ્ય નથી લાગી. હા કાળાસરમાં જઈને મેં એક દુકાને પૂછેલું : ઠાંગનાથના ડુંગરમાં ક્યાંય નાગાબાવા છે? તો એ દુકાનવાળાએ મારો ઉપહાસ કરેલો : 'ભાઈ, આ દુનિયા જ આખી નાગાઓની ભરેલી છે. એમાં તમે દેખ્યો ઈ નાગો તો લૂગડાવાળો જ હશે, પણ તમને ઈ નાગોબાવો દેખાણો હશે. અરે યાર, કોણ જાણે કોણ હશે?!!' પછી તો મેંય વાત મૂકી પડતી. પણ મને એક વાતનું આશ્ચર્ય છે કે એ દિગંબર સાધુએ મને ફૂલવંતી ને હઠિયા વણઝારાના પ્રેમની આ કથા કેમ કહી હશે!? પાછાં વળતાં ચોબારીમાં જઈને મેં આ રિસાળુ ને ફૂલવંતીની કથા વિશે ત્યાંના લોકોને પૂછેલું. પણ બધા અજાણ હતા. એમના હાથોમાં તો હવે એન્ડ્રૉઈડ ફોન હતા એટલે દુનિયાભરની કથાઓ હાથવગી હતી.

ઠાંગનાથથી નીકળીને રેશમિયા ગયો. રેશમિયા એટલે પાલરવ ગઢવીનું ગામ. મેઘાણીને અનેક કથાઓ ને દુહાઓ આપનાર આ પાલરવ વિશે પણ રેશમિયા ગામના બહુ ઓછા લોકો જાણે છે. આ પાલરવ એટલે 'કાઠિયાવાડમાં કોક દિ ભૂલો રે પડ ભગવાન, તને સ્વર્ગ રે ભૂલાવું શામળા.' એ રચનાના કવિ. આ પાલરવ એટેલે 'શામળના દુહા' રચનારા. આ પાલરવ એટલે જેણે એભલ પડગીરની બિરદાવળીના વીસા-દુહા રચ્યા. પાલરવ મેઘાણીના પ્રીતિભાજન હતા. રેશમિયામાં પાલરવના નામની દુહાઈ દેતો પાછો વળ્યો. રસ્તામાં આપણા જાણીતા ઇતિહાસવિદ્ શ્રી પ્રદ્યુમ્ન ખાચરનું ગામ સણોસરા આવે. તાકડે એ વતનમાં હતા તે ખાચરસાહેબ સાથે ઊંડવો નદીના પટમાં બહારવટિયા એભલ પડગીરની રણખાંભીની ગોત્ય કરી. સણોસરાથી નીકળ્યો ત્યાં કેશોદથી રેવતુભા બાપુનો ફોન આવ્યો : 'તમે કાં નીકળ્યા નહીં? આજ આવવાનું કહેતા હતાને?' મેં કહ્યું : 'મારી હોડીનો કૂવાથંભ બીજી દશ્યમાં વળી ગ્યો તે જકાર્તાને બદલે ચોબારી નીકળી ગ્યો છું. હવે દિવાળી પછી બે દિવસ રહીને આવીશ'. બાપુએ વળતો જવાબ દીધો : 'માધવપુર આપણે તમારા બાઈકમાં ભેરાં જાશું. કેશોદથી કાંઈ આઘું નથી.' મને થયું રેવતુભા જો આ એમની આટલી વયોવૃદ્ધ ઉંમરે મુસાફરીના હાકોટા પાડતા હોય તો હું તો હજી જુવાન છું.

❑❑❑



# ખજાનો!

☐ કિરણ વી. મહેતા

**પા**કી સડક પર રાતના શરૂઆતી સમયે ઘરે જવાની કશી ઉતાવળ ન હોય એવા મજૂરની મંદ-મંદ ગતિએ સરી રહેલી સાઇકલની જેમ રાત સરતી જતી હતી. સંતોષને ઊંઘ આવતી નહોતી. વિચારો પણ સળંગ આવતા નહોતા. વિચારોનું ટોળું આવીને એકાદ-બે ક્ષણ ઘેરી વળતું અને પછીની ક્ષણે જાણે ક્યારેય આવ્યું જ ન હોય, એમ વિખેરાઈ જતું. પાછું મગજ ખાલી-ખાલી લાગવા માંડતું. પાછો વિચારનો એક તાંતણો ઊડતો-ઊડતો આવતો, સંતોષ એ તાંતણાને પકડીને આગળ વધતો અને તંતુ તૂટી જતો. ઘડીકમાં શૂન્યમનસ્કતા

તો ઘડીકમાં અન્યમનસ્કતા. ઘડીકમાં પગ જાણે પાણીમાં તો ઘડીકમાં સાવ કોરાકટ્ટ! રાતે પથારીમાં પડ્યા પછી તીવ્રતાથી ઇચ્છવા છતાં મોડે સુધી ઊંઘ ન આવે એ પણ એક જાલિમ બેબસી છે. શું કરવું આ અકળામણનું? ચાલ, થોડીક વાર ધાબા પર આંટાફેરા કરી આવું. ચાલવાથી શરીર થાકશે, એટલે અંધકારના પહાડો પરથી સુરપાણેશ્વરના ધોધ જેવો ઊંઘનો ધોધ પડશે અને અસ્તિત્વને ઓગાળી નાખશે. ઊંઘ છે તો સારું છે, અસ્તિત્વબોધથી થોડો સમય છૂટી શકાય છે. ઊંઘ છે તો સારું છે, આસ્ફાલ્ટની કઠણ સડકો પર પોચું-પોચું આકાશ પાથરીને ચાલી શકાય છે. ઊંઘ છે તો સારું છે, બરછટ સુક્કી હથેળી પર છેલારતું સરોવર રચી શકાય છે ને બતકની જેમ તરીને માછલીઓના શિકાર કરી શકાય છે.

સંતોષ ડબલ બેડના પલંગમાંથી નીચે ઊતર્યો. અનુમતિ લીધા વગર સ્ટ્રીટ લાઇટના નફ્ફટ પ્રકાશે કાચની બારીમાંથી રૂમમાં પગપેસારો કરી લીધો હતો. રાત અડધી વીતી ગઈ હતી. ભૂતો પણ અત્યારે ક્યાંક ટહેલવા નીકળ્યા હશે. ભીંત પર એક મોટો વૉલપીસ લટકાવેલો હતો. એમાં એક આકર્ષક સ્ત્રી ઊભી હતી. એ સ્ત્રીની અંજલિમાંથી અસ્ખલિત જલધારા વહેતી હતી. એ ધારામાં જાણે કેવળ જળ જ નહોતું, સ્ત્રીની ખૂબસૂરતીના સ્પર્શની ઉષ્મા પણ હતી. એ ચિત્ર પર અત્યારે અંધકારમાં પણ નજર પડી. એ જલધારા આ ક્ષણે તિમિરધારાની જેમ વહેતી હતી. પલંગની બીજી બાજુએ માયા ગાઢ ઊંઘમાં હતી. માયાના શ્વાસની મંથર અવરજવરથી માયાની રસમય છાતી જરાતરા હલતી હતી. નિર્બળ અંધકારની સાડીમાં લપેટાયેલી માયા એને નેઘલી ગયેલી જુવારના લીલાલચક ભારા જેવી લાગી. અંધકારમાં પણ લીલી-લીલી જુવારની ગંધનો કેફ ચડ્યો, પણ એ માયાની નજીક ન જઈ શક્યો. એને પાકી ખબર હતી કે ઊંઘતી માયાને અડવું એટલે સાપના રાફડામાં હાથ નાખવો. ખુલ્લા પેટ્રોલ આગળ લાઇટર સળગાવવાની અગાઉની ભૂલો એ સહેજ પણ ભૂલ્યો નથી.

પગ પગથિયાંઓને ઓળખતા હતા, એટલે સીડી ચડવામાં પગ જરાયે આડાઅવળા પડ્યા નહીં. હવા હવે ઠરતી જતી હતી. ઘરો પોટલું વળીને પડ્યાં હતાં. સ્ટ્રીટ લાઇટના થાંભલાઓને નિર્લેપતાનો અભિશાપ હતો જ. તારલિયાઓ અજવાળાની ફાનસો પકડીને વરઘોડાના કામદારોની જેમ વિચારહીન ઊભા હતા. ગલીના છેડે અશ્વત્થના વૃક્ષમાં અત્યારે કાળાં પર્ણોમાં કશુંક સળવળ્યું, ફફડ્યું ને પાછું પૂર્વવત્ શાંત થઈ ગયું. તારાઓ ગણી-ગણીને પણ રાત પૂરી કરી શકાય. ઘણું જતું કરીને પણ વાત કરી શકાય, પણ કોઈ હોવું તો જોઈએ ને,

વગર ઔપચારિકતાએ વાત કરવા માટે, આંખોમાં આંખ નાખીને નિખાલસતાથી હસવા માટે, ધરેલી હથેળીઓ પર તાળી આપીને અટ્ટહાસ્ય કરવા માટે, પીઠ પર ધબ્બો મારીને આત્મીયતા મહસૂસ કરવા માટે, ફેફસાંઓમાં જામી ગયેલા ધુમ્મસને વિખેરવા માટે, આવતી કાલની હસીન વાતો અત્યારે કરવા માટે, વાળેલી અદબો છોડીને ક્ષિતિજો સુધી બાહુઓ ફેલાવવા માટે! ઊડી ગયેલો બલ્બ ઉજાસ ન આપે, ફક્ત બલ્બના હોવાનો રિક્ત અહેસાસ કરાવે, પણ નવો બલ્બ આવે એ પહેલાં ઊડેલો બલ્બ હોલ્ડરમાંથી કાઢી નાખવો ગમતો નથી. ઘણું નક્કામું હોય છે, પણ આપણે તેને કાઢી નાખતા નથી અથવા તો કાઢી શકતા નથી.

નિઃશબ્દ હવામાં એક અવાજ સંતોષના કાને પડ્યો. સૂના મહેલમાં મોટા પડઘા પડ્યા જાણે. બીજી ગલીના એક મકાનમાં એક સ્ત્રી કેબિનમાંથી નીકળીને ધાબા ઉપર આવતી હતી. સૂનકારમાં સ્વરનું પગરણ દિલને સારું લાગ્યું. સંતોષે સ્વરની દિશામાં દૃષ્ટિની જાળ પાથરી અને દશ્યના કબૂતરને પકડવાનો પ્રયાસ કર્યો. કોઈક ભરાવદાર યુવતી છે. મોબાઇલ પર તલ્લીન થઈને જોશથી વાતો કરી રહી છે. કેમ ઉપર આવી હશે આટલી મોડી રાતે? મોબાઇલ પરના પ્રલંબ વાર્તાલાપોથી ઘરમાં કોઈ ડિસ્ટર્બ ન થાય એટલે અથવા તો કોઈની આગળ ઊભા રહીને મોબાઇલ પર વાત કરવી નહીં ગમતી હોય એટલે? એકાંતમાં જાણે મિત્ર મળ્યો હોય, તેવું સારું લાગ્યું. શુષ્ક વાતાવરણમાંથી આકસ્મિક અમૃતનું ઝરણ ફૂટ્યું હોય એવું લાગ્યું.

''જો ડિયર, મને સાંભળ ધ્યાનથી.'' ફોન પર એ યુવતી ચિલ્લાઈ, ''મૅરેજ પછી મારે એકલીએ જ તને અનુકૂળ થવાનું નથી, તમારે બધાંએ એટલે કે તારે અને તારાં મમ્મી-પપ્પાએ પણ મારી સાથે ઍડ્જસ્ટ તો કરવું જ પડશે. મારી સુટેવો, મારી કુટેવો, મારા ગમા, મારા અણગમા, મારો ગુસ્સો, મારો પ્રેમ, મારી ખૂબીઓ, મારી ખામીઓ... આ બધું અહીં જ મૂકી દઈને હું ખાલી હાથે તારે ત્યાં નથી આવવાની. મારું સમગ્ર અસ્તિત્વ મારી સાથે જ આવશે.''

પાછો એ યુવતીનો અવાજ ધીમો થઈ ગયો. શબ્દો સમજાય નહીં. ધાબામાં ચાલતી-ચાલતી એ વાતો કરતી હતી. ઘડીક એ સંતોષની વિરુદ્ધ દિશામાં ચાલતી, ઘડીક એ સન્મુખ દિશામાં ચાલતી.

પવનની એક મસમોટી લહેર એની બાજુથી આવી, એમાં કેટલાક શબ્દો પણ તણાઈ આવ્યા. ''ફોન મૂકું છું, ગુડ નાઇટ ડિયર, પણ જો, વ્હિસ્કી-બિહસ્કી મને પસંદ નથી, જોજે, એની લતે ચડતો નહીં અને ભૂલમાં લત હોય તો છોડી દેજે. હા, ક્યારેક આપણે બેય ચાંદની રાતે ધાબામાં બેઠાં-બેઠાં આઇસ ચીલ્ડ બિયર પીશું અને સ્પાઇસી બનાના વેફર્સ

ખાઈશું. બાય, સપનાં જોજે રાતે, પરંતુ જેવાં તેવાં નહિ, પણ સારાં સપનાં! ગુડ નાઇટ ડિયર!''

પછી ધાબામાંથી એ નીચે જતી રહી. કલરવે ચડેલું એકાંત પાછું મૂક બની ગયું. હવે કદાચ ઊંઘ આવી જશે. રાત ઘણી પસાર થઈ ગઈ હતી. સંતોષ નીચે આવ્યો અને માયા પાસેની જગ્યામાં સૂતો. મીઠી ઊંઘનો અનુભવ થવા માંડ્યો.

શ્રાવણ વીતી ગયો હતો. દિવસે ભાદરવાનો તડકો પુરબહાર ઊઘડતો. માયાને તાવ આવ્યો. સોસાયટીના નાકે જ ક્લિનિક. સંતોષ એને લઈને ક્લિનિક પર ગયો. થોડીક ભીડ હતી. કેસ કઢાવ્યો. બેંચ પર વારાની રાહ જોઈને માયા સાથે બેઠો. માયાની આગળ એક યુવતી બેઠી હતી. વીસ-બાવીસ વર્ષની લાગે. લાંબું નાક ને મોટી આંખો. એના કપાળ પરથી બામની વાસ આવીને સંતોષના નાકમાં ઘૂસી જતી હતી. ડૉક્ટર કોઈક પેશન્ટને તપાસવા ગયા હતા, એટલે અહીં હાજર ન હતા. એ યુવતી વારે-વારે એના મોબાઇલમાં સમય વાંચી રહી હતી. એ જાણે અધીર પંખી જેવી હતી.

''ડૉક્ટર ક્યારે આવશે? મારે સાડા દસે સર્વિસ પર પહોંચવાનું છે.'' એ યુવતીએ કેસ કાઢનાર નર્સને પૂછ્યું.

યુવતીનો અવાજ સંતોષના કાનમાં ફટાકડાની જેમ ફૂટ્યો. પળભર તો એ સ્તબ્ધ થઈ ગયો.

''આવશે બે'ન, ડૉક્ટરસાહેબનો હાલ જ ફોન આવ્યો હતો, એ રસ્તામાં છે.'' નર્સે ઠંડા કલેજે જવાબ આપ્યો અને મોબાઇલમાં ગેમ રમવાની શરૂ કરી.

''મારી આગળ કેટલા પેશન્ટ છે, એ કહો, એટલે મને સમયનો અંદાજ આવે.'' યુવતીના શબ્દોએ નર્સની મોબાઇલ ગેમ રોકી.

''બે'ન, તમે વધારે પડતી ઉતાવળ કરો છો. સારું, તમારું નામ બોલો, એટલે કેસ નંબરની ખબર પડે.'' નર્સ બોલી.

''કલ્પના... કલ્પના સરગમવાલા!''

નર્સે ડાયરીમાં જોયું અને ભવિષ્ય ભાખ્યું, ''ચિંતા ન કરો, તમારો બીજો જ નંબર છે. વધારે સમય નહીં લાગે.'' આટલું બોલી અટકી અને મોબાઇલ સ્ક્રીન ઑન કરતાં પાછું પૂછ્યું, ''બે'ન, આ સરગમવાલા એટલે?''

''સરગમવાલા એ મારી સરનેમ. અમારે બાપદાદાઓના વખતથી. સાડા ત્રણસો વર્ષથી સંગીતનો ધંધો છે.''

'સંગીત' શબ્દ સાંભળીને નર્સને રસ પડ્યો, એટલે એણે તરત જ કહ્યું, ''તમે ગાવાનો ધંધો કરો છો? એકદમ ફર્સ્ટ ક્લાસ અવાજ છે મારો. ખૂબ રિયાજ કરું છું. લગ્નોની પાર્ટીઓમાં ગાવા જાઉં છું ક્યારેક, ક્યારેક.'' નર્સની અદામાંથી એક કલાકારની અદામાં આવતી એ બોલી.

''ના, હું ગાવા જતી નથી. કદીક-

કદીક ઘરમાં મને આનંદ આવે એ માટે ગાઈ લઉં છું. ગાવાના ધંધામાં અમારા ઘરમાંથી કોઈ નથી.'' કલ્પનાએ કહ્યું, ''અમારે સંગીતનાં સાધનો વેચવાનો સાડા ત્રણસો વર્ષથી વારસાગત બિઝનેસ છે. જૂની બજારમાં જ અમારી મોટ્ટી શૉપ છે. શૉપનું નામ છે : મોહન પ્યારે સરગમવાલા.''

દવા, દવાખાનું, બામની વાસ, માયા એ સર્વ રસાતળ જતું રહ્યું ને પછી તો માત્ર કાળા સાગર પર તેજનો એક ટાપુ ચમકતો-ચમકતો તરતો હતો. એ ટાપુનું નામ હતું : કલ્પના સરગમવાલા! કાળા જળમાં ડૂબકી ખાતો-ખાતો સંતોષ એ ટાપુ પર પહોંચવાના પ્રયાસો કરવાનું મનમાં ગોઠવવા લાગ્યો.

હવેની રાતની રાહમાં એણે બાકીનો દિવસ ઉચાટમાં વિતાવ્યો. રાત પડતાં જ જમીને એ ધાબાનાં પગથિયાં ચડતો હતો ને માયાએ રુક્ષતાથી ટોક્યો, ''ધાબે ઊપડ્યા છો, એના કરતાં નીચે રહો! ધાબે જઈને તમે બીજું તો શું કરવાના? નક્કામાં ડાફેરાં જ મારશો ને!''

''હવે આવું છું થોડી વારમાં, ચોખ્ખી હવામાં જઈને.'' એમ બોલતો સંતોષ પગથિયાં ચડી ગયો. એકલા-એકલા સિતારાઓ વિશાળ વ્યોમમાં એકબીજાથી દૂરતા અનુભવતા બેઠા હતા. ચંદ્ર રજા પર હતો. હવા સ્થિર હતી. સંતોષની આંખો દૂરના ધાબા પર ઊડી-ઊડીને કંટાળી.

ધત્ તેરી કી! પણ એ આવ્યો, એટલે કોઈ શા માટે આવે ધાબા પર? પ્રશ્નની ટાંકણી વાગીને હવામાં તરતા તરંગનો ફુગ્ગો ફટાક ફૂટી ગયો અને એના ટુકડા વિખેરાયા. આવું કેટલાક દિવસ સુધી ચાલ્યું, પણ એક દિવસ સંતોષ ધાબામાં પહોંચ્યો ત્યારે પૂનમનો ચંદ્ર ખિલખિલાટ ખીલ્યો હતો. દૂધિયા અજવાશમાં કલ્પના મોબાઇલ પર વાતોમાં મશગૂલ, સંભળાતું તો નહોતું, પણ સંતોષને લાગ્યું કે આજે તો બે-બે ચાંદ ખીલ્યા છે : એક આકાશમાં અને બીજો ધાબામાં! કુદરતે પાંખો આપી હોત તો કેવું સારું! તરત જ બાજની જેમ ઊડતો-ઊડતો પહોંચત પેલા ધાબા સુધી!

સંતોષ સમાધિસ્થ હોય એમ ધાબાની પાળી પર બેઠો-બેઠો એકીટસે તાકી રહ્યો હતો. કલ્પનાની દૃષ્ટિ અચાનક એના પર પડી. પાછી કલ્પના તો વાતોનું વહાણ ચલાવવામાં મગ્ન થઈ ગઈ. ચંદ્ર પણ જગ્યા બદલતો હતો, પણ સંતોષ તો ના હલે કે ના ચલે! નીચે જતાં પહેલાં કલ્પનાએ પોતાના મનમાં આવેલા કોઈક વિચારની ખાતરી કરવા એક નજર આ તરફ નાખી! પછી એ નીચે ગઈ.

આમ ને આમ થોડોક સમય ચાલ્યું. પછી તો દિવસે પણ સંતોષ કલ્પનાના ઘર આગળથી નીકળતો. ચોરીછૂપીથી જોઈ લેતો. ક્યારેક એ ઘરના ચોગાનમાં વળગણીએ કપડાં સૂકવતી હોય,

નજરથી નજરનો સ્પર્શ થતો ને દિલનાં સ્પંદનો સડસડાટ વધી જતાં અને એ નજર ઝુકાવી ત્યાંથી નીકળી જતો.

સવારે શાક લેવા એ માર્કેટ ગયો. પાંદડાના દડિયામાં કઢીની તીખી ચટણીમાં ડૂબેલ કાંદા-મરચાંના તમતમતા ગોટાની જેમ માર્કેટ તીખા ઘોંઘાટમાં ડૂબેલું હતું. એક ખૂણે ફેંકી દેવાયેલાં શાકભાજીને ગાયો શિંગડાં હલાવતી-હલાવતી સવારના નાસ્તા તરીકે ખાતી હતી. કેટલાક શાકવાળા તાજાં શાકભાજી પર પાણી છાંટીને શાકભાજીને વધુ મસ્ત દેખાડવાના આયોજનમાં વ્યસ્ત હતા. એકલી રોટી ના ચાલે. શાકભાજી પણ જોઈએ, તો જ બદન તરોતાજા રહી શકે. એક લારી આગળ એની દૃષ્ટિ જરા થરથરી. કલ્પના લારી પર રીંગણ તોળાવી રહી હતી. આખી લારી તાજાં-તાજાં રીંગણોથી ભરેલી હતી. કલ્પનાને જોઈને એ પણ એ જ લારીએ જઈ ઊભો રહ્યો. રીંગણનું શાક તો ભાણામાં આવતું તોય એ ચિડાઈ જતો. રીંગણ સાથે તો પરભવનું વેર જાણે, પણ આજે કલ્પના રીંગણ લઈ રહી હતી, તો તો પછી આજે ભલે થઈ જાય આપણા રસોડેય રસાવાળાં રીંગણનું શાક!

રીંગણ જોખાઈ ગયાં. કલ્પનાએ પૈસા આપવા પર્સ ખોલ્યું. સંતોષથી ન રહેવાયું. એ ધીમેથી બોલ્યો તો ખરો જ, ''ગુડ મૉર્નિંગ કલ્પના મેડમ!''

કલ્પનાએ એની સામે વિચિત્ર નજરે જોયું. એ કટકટકટ કંપી ગયો. શાક લઈને કલ્પના ટૂ વ્હીલર પર જતી રહી, પછી લારીવાળોય હસ્યો, ને જોરથી, દરેક અક્ષર પર ભાર દઈને વિલંબિત લયમાં બોલ્યો,

''સા - હે - બ... ગુ - ડ - મોર્ - નિં - ગ! ''

પ્રણાલિકા પ્રમાણે કલ્પનાનાં લગ્ન થયાં. સજાવેલા મંડપને જ નહીં, શેરીને પણ સૂની મૂકીને એ ગઈ. રાત્રે સંતોષ ધાબા પર ગયો. પાળી પર બેઠો. અશ્વત્થનાં પાંદડાં પણ જાણે ગમગીન હતાં. વાદળોએ વરસાવેલા છાંટા સાથે થોડાંક અશ્રુફૂલ એની આંખોમાંથી ખર્યાં અને વરસાદનાં પાણીમાં જ્યાં ત્યાં અથડાતાં-તૂટતાં વહી ગયાં.

વાદળોની જેમ વર્ષો પણ જતાં રહ્યાં. કલ્પના કદી અલપઝલપ પણ જોવા ન મળી.

આજે વરસાદ તોફાની સ્વરૂપે વરસી રહ્યો હતો. નોકરીએથી મોડો છૂટ્યો અને એમાં પાછું સ્કૂટર ચાલુ ન થયું, વરસાદના કારણે રાત જેવો માહોલ વહેલો રચાઈ ગયો. રિક્ષા પણ ન મળી. સ્કૂટરને કાર્યાલયમાં જ મૂકી દઈને છત્રી લઈ ચાલતો એ ઘરે આવતો હતો. એકાદ રિક્ષાવાળો મળ્યો, સાદ તો કર્યો, પણ ભારે વરસાદના અવાજમાં એનો સાદ ડૂબી ગયો, રિક્ષાવાળો એની ધૂનમાં જતો રહ્યો. આવા તરબતર વાતાવરણમાં રિક્ષાવાળાની ઘરે કોઈક

પ્રતીક્ષા કરતું હશે, કદાચ.

રસ્તા પર પાણીનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું. રસ્તો લગભગ નિર્જન થઈ ગયો. સંતોષ વરસાદી ખાડાઓમાં પગ ન આવી જાય, એમ સંભાળીને ચાલતો હતો. ત્રણ રસ્તે સર્કલ પર કોઈ ચકલુંયે નહીં. એ સર્કલ વટાવી આગળ વધ્યો. વર્ષાજળ શરીરમાં વિકંપ પેદા કરતું હતું. રોડ પર એક લાઇટ ચાલુ હતી, એટલે અજવાળું અળસિયાની જેમ ઝીણું-ઝીણું સળવળતું હતું, બાકી તો બધું બરોબર પ્રસરેલ રાત જેવું. એણે જોયું તો એક સ્ત્રી એની આગળ છત્રી ઓઢીને જતી હતી. બાંધણી જેવી ડિઝાઇનવાળી એની સાડીને વરસાદનાં વેગીલાં ફોરાંઓ પલાળતાં હતાં.

સંતોષની ચાલ ઝડપી હતી, એ સ્વાભાવિક જ પેલી સ્ત્રીની લગભગ સાથે થઈ ગયો. અડછતી દૃષ્ટિએ જોયું તો આ તો કલ્પના! લગ્નનું સુખ એના શરીર પરથી વંચાતું હતું. કલ્પના પણ જાણે ઓળખી ગઈ હતી, એણે સંતોષ તરફ જોયું. સંતોષની આંખોમાં એક સમંદર હિલોળા લેતો હતો. કલ્પના પણ આછું-આછું હસી.

એ આછા સ્મિતને પણ મનથી ઝૂમ કરીને સંતોષે જોઈ લીધું ને ઝીલી લીધું. શરીરમાં જાણે જોશથી એક ધક્કો આવ્યો. એણે હિંમતથી પૂછી નાખ્યું,

''મજામાં?''

આ શબ્દથી કલ્પના આગળ વધતી અટકી. કલ્પના પાસે આવી, કલ્પનાનો ચહેરો આકસ્મિક ગંભીર બની ગયો ને ગાલો પર રતાશ આવી ગઈ.

સંતોષ તો એને આ તરફ આવતી જોઈ ત્રણ રસ્તા આગળ ઊભેલા પૂતળાની જેમ જમીન પર ચોંટી ગયો.

કલ્પના સાવ પાસે આવી. વરસાદ ચાલુ હતો, તોય એણે પોતાની છત્રી બંધ કરી અને ખભે ઝૂલતા પર્સને લટકાવ્યું.

પોતાની છત્રી પકડીને ઊભેલો સંતોષ થરથરવા માંડ્યો. વરસાદમાં પણ એના ચહેરા પર પરસેવાનાં બિંદુ આવ્યાં. તમાચાની પ્રતીક્ષામાં એ સાનભાન ગુમાવતો ભયભીત થઈ ગયો.

કલ્પના સંતોષની છત્રી નીચે દાખલ થઈ. ઝડપથી એક જાડું ચુંબન જડી દીધું એણે સંતોષના ધ્રુજારી અનુભવતા ગાલ પર! વીજળીનો એક કડાકો થયો આકાશમાં.

સંતોષ વધુ કંઈ સમજે એ પહેલાં કલ્પના બોલી, ''મારે હવે એક બાબો છે. તમારું આ પ્રકરણ આજે પૂરું! સમાપ્ત!'' આમ બોલી, પાછી પોતાની છત્રી ખોલી, છત્રીમાં પોતાના ઘરના રસ્તે ચાલી ગઈ.

છત્રી પરથી સરી જતાં ટીપાંની માફક એને સરી જતી જોઈ, છતાંય, ખજાનો મળ્યો હોય, એવી ખુશીથી સંતોષે છત્રીને બંધ કરી અને વરસાદમાં પલળતો-પલળતો એ પોતાના ઘર તરફ ચાલતો રહ્યો.

❑❑❑





☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ. : હેમંત સોલંકી


આઝાદીનાં ૭૫ વર્ષે આજે ભારતે વિજ્ઞાન અને પ્રૌદ્યોગિકી ક્ષેત્રે જે હરણફાળ ભરી છે, તેનો શ્રેય તે વૈજ્ઞાનિકોને પણ જાય છે, જેમણે સ્વતંત્રતા પછી દેશમાં વૈજ્ઞાનિક આત્મનિર્ભરતાનું સ્વપ્ન સેવ્યું અને તેને સાકાર કરવા માટે અથાગ મહેનત કરી. ડૉ. શાંતિ સ્વરૂપ ભટનાગર આવા જ સ્વપ્નદ્રષ્ટા વૈજ્ઞાનિક હતા. આ લેખ વિજ્ઞાનલેખક તેમજ વિજ્ઞાનપ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ ભારતીય શોધ પ્રયોગશાળાના જનક તરીકે ઓળખાતા ડૉ. શાંતિ સ્વરૂપ ભટનાગરની લઘુ-આત્મકથાનો ભાવાનુવાદ છે. એમણે સ્થાપન કરેલી વૈજ્ઞાનિક તથા અનુસંધાન પરિષદ (Council of Scientific and Industrial Research, CSIR)ની દેશભરમાં આજે ૩૮ જેટલી પ્રયોગશાળાઓ, ૩૯ દૂરસ્થ કેન્દ્રો, ૩ નવોન્મેષી સંકુલો અને પાંચ એકમો સાથે વિજ્ઞાનનાં વિવિધ ક્ષેત્રોમાં કાર્યરત છે.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા. તેમજ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમજ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો *"બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમજ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું."*

શ્રી. અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમજ સંશોધકોનાં જીવનનો લઘુ-પરિચય તેમજ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડૉ. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઇન તૈયાર કરી તેમજ તેમાં વપરાય એવાં ચિત્રો પણ આલેખ્યાં.

પ્રસ્તુત ભાવાનુવાદિત લેખના માધ્યમથી શ્રી. અરવિંદ ગુપ્તા જેવા વિજ્ઞાનપ્રચારકે લખેલ આ પુસ્તકના લેખ-વિજ્ઞાનમાં રસ ધરાવતા ગુજરાતી વાચકો સુધી પણ પહોંચે તે માટેનો નમ્ર પ્રયાસ છે.


- શ્રી હેમંત સોલંકી, મુંબઈ, ઈ-મેઈલ : shm8324@gmail.com

"હું ડૉક્ટર ભટનાગર માટે એક વાત ચોક્કસપણે કહી શકું છું કે તેમના વગર આજે આપણે રાષ્ટ્રીય પ્રયોગશાળાઓની આ શૃંખલા કદી પણ જોવા ના પામત..."

*- પંડિત જવાહરલાલ નહેરુ*

**શાં**તિ સ્વરૂપ ભટનાગરે હોમી ભાભા, મહાલનોબિસ અને વિક્રમ સારાભાઈ સાથે મળીને સ્વતંત્રતા પછીના ભારતમાં વૈજ્ઞાનિક આધારમાળખું (Infrastructure) ઊભું કરવામાં મહત્ત્વની ભૂમિકા નિભાવી. ઉત્તમ વૈજ્ઞાનિક હોવાની સાથે સાથે ભટનાગરે એવી સંસ્થાઓની સ્થાપના કરી જેણે ભારતમાં વિજ્ઞાનનાં પોષણ અને ઉછેર માટેનો પાયો નાખ્યો. એમણે સાબિત કર્યું કે સમાજ માટે વિજ્ઞાન ત્યારે જ સર્વથા સુસંગત થયેલું ગણાય જ્યારે વૈજ્ઞાનિકો તેનો ઉપયોગ લોકોની વ્યવહારુ સમસ્યાઓ ઉકેલવામાં કરી તેમાંથી ઉપયોગી એવી શૈલીઓ વિકસાવે.

ભટનાગરનો જન્મ ૨૧ ફેબ્રુઆરી, ઈ.સ.૧૮૯૪માં શાહપુર જિલ્લાના ભેરા ખાતે થયો જે હાલમાં પાકિસ્તાનમાં છે. તેમના પિતા પંજાબ વિશ્વવિદ્યાલયમાંથી સ્નાતક થયા હતા અને પ્રગતિશીલ વિચારસરણી ધરાવતા હતા. તેઓ પંજાબ વિશ્વવિદ્યાલયમાંથી સ્નાતક હતા તેમજ સ્થાનિક માધ્યમિક શાળામાં પ્રધાનાધ્યાપક (Head Master) તરીકે કાર્યરત હતા. કમનસીબે શાંતિ સ્વરૂપ જ્યારે આઠ મહિનાના હતા ત્યારે જ તેમના પિતા દેહાંત પામ્યા, જેના લીધે તેમનો પરિવાર ભીષણ આર્થિક સંકટમાં સપડાઈ ગયો. બાળવયના શાંતિ સ્વરૂપનો ઉછેર તેમના નાના પ્યારેલાલે કર્યો. તેઓ રૂડકીની પ્રસિદ્ધ ઇજનેરી કૉલેજમાં ભણ્યા હતા અને તે જમાનાના નામાંકિત ઇજનેર હતા. બાળપણથી જ શાંતિ સ્વરૂપનો વિજ્ઞાનમાં રસ જાગ્યો. તેઓ આખો દિવસ યાંત્રિક રમકડાંઓ તોડતા અને જોડતા તેમજ પોતાના નાનાનાં વ્યાવસાયિક ઓજારો સાથે રમતા રહેતા. અહીં તેઓ સારી ઉર્દૂ કવિતા અને સાહિત્યના પરિચયમાં પણ આવ્યા.



શાંતિ સ્વરૂપનું પ્રાથમિક શાળાકીય શિક્ષણ ખાનગી મક્તબ (મદરેસા)માં થયું. ઈ.સ. ૧૯૦૭ સુધી તેઓ

સિકંદરાબાદ, ઉત્તરપ્રદેશમાં આવેલી એ. વી. હાઈસ્કૂલમાં ભણ્યા. પછીથી એક કૌટુંબિક મિત્રની સમજાવટથી તેઓ લાહોર ચાલ્યા ગયા અને ત્યાં દયાલ સિંઘ હાઈસ્કૂલમાં દાખલ થયા. અહીં તેઓ વિજ્ઞાન અને ઉર્દૂ બંનેમાં પારંગત બન્યા.

ઈ.સ. ૧૯૧૧માં ફક્ત ૧૭ વર્ષની ઉંમરે એમનું સૌપ્રથમ શોધપત્ર અલાહાબાદથી પ્રકાશિત થનાર Leader સામયિકમાં છપાયું. આ શોધપત્રમાં એમણે ગોળ (Heating Molasses) અને કાર્બન સમાસિત દ્રવ્ય (Carbonaceous Matter)ને દબાણ હેઠળ ગરમ કરી એમાંથી કાર્બન વીજધ્રુવો (Electrodes / વીજળીની બૅટરીનો કોઈપણ છેડો)ની અવેજીમાં વપરાઈ શકે એવા વીજધ્રુવો બનાવવાની પદ્ધતિ વિગતે વર્ણવી.

ઈ.સ. ૧૯૧૬માં શાંતિ સ્વરૂપે લાહોરની ફોરમેન ક્રિશ્ચિયન કૉલેજમાંથી ભૌતિકવિજ્ઞાન (Physics) શાખામાં વિજ્ઞાનનો સ્નાતક અભ્યાસક્રમ (Bachelor of Science, B.Sc.) પૂરો કર્યો. ઈ.સ. ૧૯૧૯માં તે જ કૉલેજમાંથી એમણે રસાયણવિજ્ઞાન (Chemistry) શાખામાં વિજ્ઞાનનો નિપુણતાનો અભ્યાસક્રમ (Master of Science, M.Sc.) પૂરો કર્યો. એવું લાગે છે કે તે સમયમાં શિક્ષણવ્યવસ્થા વધુ લવચીક (Flexible) હતી. વિજ્ઞાનમાં



સ્નાતક થયેલો વિદ્યાર્થી તે સમયે ભૌતિકવિજ્ઞાનમાંથી રસાયણવિજ્ઞાનની શાખામાં આગળ અભ્યાસ કરી શકતો હતો. જે આજના સમયમાં તો તેવી કલ્પના પણ ન કરી શકાય! દયાલ સિંઘ કૉલેજમાંથી છાત્રવૃત્તિ (Scholarship) મેળવી તેઓ આગળ અભ્યાસ માટે ઇંગ્લૅન્ડને માર્ગે અમેરિકા ગયા. પણ તે સમયે પ્રથમ વિશ્વયુદ્ધ ચાલતું હોવાથી એમને અમેરિકા જવા માટે વહાણ મળવામાં મુશ્કેલી નડી. તેથી એમણે ઇંગ્લૅન્ડમાં જ રોકાઈ જવાનો નિર્ધાર કર્યો. એમણે લંડનની યુનિવર્સિટી કૉલેજમાં પ્રવેશ મેળવ્યો અને ત્યાં પ્રસિદ્ધ ભૌતિક અને રસાયણવિજ્ઞાની પ્રાધ્યાપક એફ. જી. ડૉન્નાનના માર્ગદર્શન હેઠળ કામ કર્યું. ઈ.સ.૧૯૨૧માં એમને તેમના શોધ-પ્રબંધ (Thesis) 'On Solubility of bivalent and trivalent salts of higher fatty acids in oils and their effect on the surface tension of oils.' માટે Doctorate of Science, D.Sc.ની પદવી એનાયત થઈ.

ઈ.સ. ૧૯૨૧માં ભટનાગર ભારત પરત ફર્યા અને રસાયણવિજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે તેઓ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય (Banaras Hindu University, BHU)માં જોડાયા. BHUમાં પોતાના ત્રણ વર્ષના ટૂંકા ગાળા

માટે રહી એમણે રસાયણવિજ્ઞાનમાં સંશોધન માટે એક સક્રિય વિદ્યાલય બનાવ્યું. એમણે BHU માટે હિંદીમાં સમારંભ માટેનું કુલગીત પણ લખ્યું. ઈ.સ. ૧૯૨૪માં તેઓ લાહોરના પંજાબ વિશ્વવિદ્યાલયમાં વિશ્વવિદ્યાલય રાસાયણિક પ્રયોગશાળા (University of Chemical Laboratories)ના નિયામક (Director) પદે જોડાયા, જ્યાં તેઓ ઈ.સ. ૧૯૪૦ સુધી કાર્યરત રહ્યા. આ ૧૬ વર્ષમાં તેમનાં ૧૦૦ જેટલાં શોધપત્રો પ્રકાશિત થયાં. કદાચ આ વર્ષો તેમના મૌલિક વૈજ્ઞાનિક સંશોધનનો સૌથી વધુ સક્રિય સમયગાળો હતો. શ્લેષાભીય (Colloidal) એટલે કે રસરૂપી અને ચુંબકીય વિજ્ઞાનના ક્ષેત્રે યોગદાન આપવાની સાથે સાથે એમણે ઘણી વ્યવહારુ ઔદ્યોગિક સમસ્યાઓનું પણ નિરાકરણ કર્યું.

દાખલા તરીકે, કાચું/સંશોધિત તેલ (Crude Oil) ને શારકામ (Drilling) વડે ઉલેચતી વખતે The Attock Oil Companyને એક સમસ્યા નડી. તેમની શારડીઓ (Drills) કાદવ અને ક્ષારવાળા પાણીમાં ખૂંપીને અટવાઈ જતી હતી. ભટનાગર ભારતીય ગુંદરને કાદવમાં ભેળવી કાદવની ચીકણાઈ (Viscosity) ઘટાડી દઈ આ સમસ્યાનો કુશળતાપૂર્વક ઉકેલ લાવ્યા. કંપનીના સત્તાવાળા આ વ્યવહારુ સંશોધન અને ઉકેલથી એટલા પ્રભાવિત થયા કે એમણે ભટનાગરને સંશોધન અને વિકાસ (Research & Development) માટે ઈ.સ. ૧૯૨૫માં ૧,૫૦,૦૦૦ રૂપિયા જેટલી માતબર રકમ ફાળવી! ભટનાગરે આ રકમનો ઉપયોગ પંજાબ વિશ્વવિદ્યાલયમાં ખનિજતેલ (Petroleum)ના સંશોધન માટે નવા વિભાગની સ્થાપના કરવામાં કર્યો. આગળનાં ૧૦ વર્ષમાં ભટનાગર અને તેમના વિદ્યાર્થીઓએ પથદર્શક એવાં સંશોધનો કર્યાં. જેમ કે મીણ, કેરોસીનથી પ્રગટેલ જ્યોતની ઊંચાઈ વધારવી, ઊંજવાની પ્રક્રિયા (Lubrication) અને કાટનિવારણ (Corrosion Prevention) વગેરે જેવા વિષયો ઉપર પથદર્શક એવું સંશોધન કર્યું. ઘણા એકાધિકારો (Patents) આના માટે મંજૂર કરીને તેના પરવાના અપાયા. હકસાઈ (Royalty)માંથી મળનાર આવકમાંથી વિશ્વવિદ્યાલય ૫૦% જેટલી માતબર રકમ વૈજ્ઞાનિક સંશોધન માટે ભંડોળ તરીકે વાપરવા લાગ્યું. ભટનાગરે પાયાના અગ્રણી સંશોધનનો સમસ્યાના વ્યવહારુ ઉકેલ સાથે સુભગ સમન્વય સાધ્યો, કારણ કે આ બંને એક જ સિક્કાની બે








બાજુ સમાન છે. એમણે જ્ઞાનના ઉપયોગ વડે સંપત્તિ ઊભી કરી. બૌદ્ધિક મિલકતનું મહત્ત્વ તે ચલણમાં આવી તેની બહુ પહેલાં જ તેઓ ઓળખી ગયા હતા.

૧૯૩૦ના દસકામાં ભારતમાં કુદરતી સંસાધનો અને ઉદ્યોગોને વિકસવા માટે કોઈપણ સંશોધન માટેની પ્રયોગશાળાઓ ન હતી. બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળવા પહેલાં તત્કાલીન બ્રિટિશ સંચાલિત ભારત સરકારે વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક અનુસંધાન મંડળ (Board of Scientific and Industrial Research)ની સ્થાપના કરી. ભટનાગર ડિસેમ્બર ઈ.સ.૧૯૩૯માં વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક અનુસંધાન માટે ભારત સરકારના સલાહકાર તરીકે નિમણૂક પામ્યા. આ રીતે ૨૬ સપ્ટેમ્બર, ઈ.સ. ૧૯૪૨માં સ્થાપિત વૈજ્ઞાનિક તથા અનુસંધાન પરિષદ (Council of Scientific and Industrial Research, CSIR)માં તેમના ૧૫ વર્ષ ચાલેલા લાંબા સાહચર્યની શરૂઆત થઈ. CSIR માટે ભટનાગરે એક સ્પષ્ટ એવી ટૂંકી રૂપરેખા (Blue print) બનાવી. ત્યાંના લોકો પોતાના તે સમયનાં સંસ્મરણો યાદ કરી મલકાતા કે કઈ રીતે વહેલી સવારે પંડિત નહેરુના ચાલવાના સમયે ભટનાગરે તેમનો સંપર્ક કર્યો અને નવી પ્રયોગશાળા માટે તેમની મંજૂરી મેળવી. કાર્યાલય ખોલવા સુધીમાં આગળની કાર્યવાહી માટે બધાય કાગળો પહેલેથી જ તૈયાર કરી લીધા. ભટનાગરને આ વાતનો શ્રેય આપવો ઘટે કે તેમના જીવનકાળમાં ભારતમાં ૧૨ રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ કાર્યરત થઈ ચૂકી હતી. એમાં પુણેસ્થિત રાષ્ટ્રીય રાસાયણિક પ્રયોગશાળા (National Chemical Laboratory) અને દિલ્હીસ્થિત રાષ્ટ્રીય ભૌતિક પ્રયોગશાળા (National Physical Laboratory)નો પણ સમાવેશ થતો હતો. કેરળની કિનારપટ્ટી પર મળી આવતી ફળદ્રુપ મોનાઝાઇટ રેતીના સમુચિત ખનન માટે એમણે Indian Rare Earths Limited કંપનીની સ્થાપના કરી. ઘણી

બિનસરકારી ક્ષેત્રની ખનીજ તેલની રિફાઇનરીઓ સ્થાપવામાં તેઓ સાધનરૂપ બન્યા. ભટનાગર ઘણાં કાર્યાલયોમાં ઉચ્ચપદે કાર્યરત હતા.

તેઓ પરમાણુ ઊર્જા આયોગ (Atomic Energy Commission) માં સચિવ (Secretary) પદે; વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક અનુસંધાન પરિષદ (Council of Scientific and Industrial Research)માં નિયામક (Director) પદે રહ્યા અને વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ (University Grants Commission)માં અધ્યક્ષ (Chairman) પદ શોભાવ્યું. ઘણાં સન્માનોથી તેઓ સન્માનિત થયા. ઈ.સ. ૧૯૩૬માં Order of the British Empire (OBE)થી સન્માનિત થયા; ઈ.સ. ૧૯૪૧માં Knighthoodની ઉપાધિ મેળવી; ઈ.સ. ૧૯૪૩માં રૉયલ સોસાયટી તરફથી અધ્યેતાવૃત્તિ (Fellowship) મેળવી. તેમજ ઘણાં વિશ્વવિદ્યાલયોમાંથી માનદ પદવીઓ મેળવી.




બાળપણમાં ભટનાગર બ્રહ્મોસમાજથી સારા એવા પ્રમાણમાં પ્રભાવિત થયા. પોતાની પત્ની લાજવંતીને તેઓ ખૂબ પ્રેમ કરતા હતા. પ્રેમાળ પ્રકૃતિ ધરાવતા ભટનાગર નિવૃત્તિ પછી ખેડૂત બનવાની આશા સેવતા હતા અને એવું ઇચ્છતા હતા કે ખેતરમાં તેમની પત્ની બીજા ખેડૂતોની પત્નીની જેમ તેમના માટે બપોરના ભાણાની સાથે સાથે છાશ પણ લાવે!

૧ જાન્યુઆરી, ઈ.સ.૧૯૫૫ના દિવસે હૃદયરોગના તીવ્ર હુમલાને લીધે તેઓ આ ફાની દુનિયાને અલવિદા કહી ગયા. પોતાનાં ૬૦ વર્ષની ઘટનાઓથી પરિપૂર્ણ આયુષ્યમાં એમણે ઘણાં મહત્ત્વનાં કાર્યો પરિપૂર્ણ કર્યાં. શુદ્ધ વિજ્ઞાનક્ષેત્રે એમણે પોતાની અમીટ છાપ છોડી.

તેઓ વિજ્ઞાનના વ્યાવહારિક ઉપયોગ વડે દેશની આર્થિક સમસ્યાઓ ઉકેલવામાં વિશ્વાસ ધરાવતા હતા. તેઓ સ્વપ્નદ્રષ્ટા હતા અને સ્વતંત્ર ભારતના વિકાસ માટે દેશમાં વિજ્ઞાનના મજબૂત માળખાની જરૂરિયાતને સમજી ગયા હતા. વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક અનુસંધાન પરિષદ (Council of Scientific and Industrial Research, CSIR)નાં બીજ એમણે રોપ્યાં હતાં, તે ધીરે-ધીરે વટવૃક્ષની જેમ વિકાસ પામ્યું. આજે દેશભરમાં ફેલાયેલ CSIRની ૩૮ જેટલી પ્રયોગશાળાઓમાં અંતરિક્ષવિજ્ઞાન (Aerospace), જૈવ-પ્રૌદ્યોગિકી (Biotechnology) અને રસાયણવિજ્ઞાન(Chemistry) જેવાં વિવિધ ક્ષેત્રોમાં વ્યાપક સંશોધન હાથ ધરાય છે. જે વાસ્તવમાં ભારતીય વિજ્ઞાનક્ષેત્રના નિર્માણની બારાખડી છે.

❑❑❑



ધ્યાન, કૃષ્ણ છાટપાર, પ્લાસ્ટર ૧૯૬૮-૭૦. છબી : લેખક

**[પૃ. ૪૦થી ચાલુ]**

છાટપારને નાણાભીડ ઓછી નહિ અને શિલ્પોને ઍલ્યુમિનિયમમાં ઢાળવાનો ખર્ચો ખમાય નહિ એટલો, એટલે વાત પડતી મુકાઈ : પ્લાસ્ટરનું કામ પ્લાસ્ટરમાં જ રહ્યું. ત્યાર બાદના ગાળે, છાટપાર કહે છે કે એનું કોણીએ વળેલા હાથનું શિલ્પ અમદાવાદના સાહિત્યરસિયા અને 'રે' મઠના સાથીઓના સમર્થક હિમ્મત કપાસીએ ખરીદી લીધું અને પંદરસો જેટલા, હપતે ચૂકવ્યા હતા. આમ છતાં એને નાણાંની અછત ભોગવવાનું આવ્યું. સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં પાર્ટ-ટાઇમ ભણાવતો એના મહિને માંડ બસો મળતા. ફાઇન આર્ટ્સના શિલ્પ વિભાગમાં નોકરી પાકી થઈ તે ગાળે હું ત્યાં કળાનો ઇતિહાસ ભણાવતો, એના લગભગ બારસો જેટલા બધું કપાઈને હાથમાં આવતા. છાટપારનેય એટલા મળતા હશે, પણ એ એમાંથી થોડો હિસ્સો ઘર ચાલવતાં મા-બાપને આપી દેતો.

થોડા દિવસ પહેલાં ટેલિફોન પર વાત કરતાં એણે યાદ કર્યું કે અમદાવાદમાં શૈલિનીને પરણવાનું નક્કી કર્યું ત્યારે એની પાસે પાંચસોનો દલ્લો હતો. એની આર્થિક પરિસ્થિતિની આ વાત એણે શૈલિની કે ઇન્દુમતી પરિવારથી છુપાવી નહોતી. પાંચસોમાંથી એને શૈલિની માટે સોનાની ચેઇન લેવી હતી, પણ એ કોઈ સોનીને ઓળખે નહિ, એટલે એના પૈસે ઇન્દુમતી પરિવારે તેમના સોની પાસે ચેઇન બનાવડાવી દીધી. બાકીના પૈસામાંથી પોતાને માટે નવો ઝભ્ભો-

લેંઘો લીધા અને એક એલાર્મ ક્લૉક. હવે રહ્યાં તે નાણાંમાંથી લગ્નવિધિમાં પાંચ બહેનો અને ત્રણ ભાઈના જુદાં જુદાં સ્થળે રહેતા પરિવારોને તેડાવી, ઉતારો દેવાનો તો પ્રશ્ન જ નહોતો. એ બાબતે છાટપારે મને લખીને જણાવ્યું છે કે પ્રચલિત નાત-જાતના રિવાજો પ્રમાણે બહેનો-દીકરીઓ આવી ન શકે તો મા-બાપનું આવવું પણ 'શોભાપાત્ર' ગણાય નહિ, એટલે સમજુ માતાપિતાએ ખાતરી દીધી કે (એના શબ્દોમાં) 'અમે કૃષ્ણ-શૈલિનીનાં લગ્ન બાબતે પૂર્ણપણે રાજી છીએ.' અને 'અમે લગ્નવિધિમાં હાજર ન રહી શકીએ એનો અર્થ એવો કરશો નહિ કે અમારી કોઈ પણ વાતની નારાજગી છે. અમારો દીકરો ચન્દ્રસેન એના કુટુંબ સાથે અમદાવાદમાં રહે છે તે જરૂર લગ્નમાં આવશે અને અમારા આખા કુટુંબને 'રિપ્રેઝન્ટ' કરશે... અમારા બન્નેના કૃષ્ણ તેમ જ શૈલિનીને આશીર્વાદ આપીએ છીએ.' ત્યાર બાદ એણે એ પણ સ્પષ્ટતા કરી કે પછી સમગ્ર કુટુંબને નિમંત્રણ આપીને શિયાબાગના ઘરે લંચ માટે બોલાવેલું.

આમ લગ્નવિધિ ઇન્દુમતી પરિવારના બંગલે, અમારી અને એના ભાઈ ચન્દ્રસેનના પરિવારની હાજરીમાં રંગેચંગે પૂરો થયો.

લગ્ન થયાં ૧૯૭૩માં, ત્યાર બાદ બેય વડોદરાના ફતેહગંજ વિસ્તારમાં રહ્યાં. શૈલિનીએ જાણીતા આર્કિટેક્ટ રાજન (અને પન્ના)ની ઑફિસમાં એક વર્ષ કામ કર્યું. એ ટાણે મને લાગતું કે હવે એમના સંસારની ગાડી પાટે ચડી છે, પણ દાયકાના અંતનાં વરસોમાં પરિસ્થિતિએ એવા પલટા લીધા કે એની જિંદગીનો રાહ બદલાઈ ગયો. ૧૯૭૭માં પિતા શેવારામ અવસાન પામ્યા એટલે માની સંભાળ લેવા બેય ફતેહગંજ છોડી શિયાબાગ રહેવા ગયાં, પરંતુ થોડા મહિના બાદ મા પણ સિધાવી ગયાં. પછીના વરસે નાનો ભાઈ રામ બનારસ ભણાવવા ગયો હતો એય અચાનક ઊપડી ગયો.* બે બહેનોમાં મોટી પુષ્પાને માનસિક અસંતુલનનો વ્યાધિ હતો. નાની જ્યોતિ મ્યુઝિક કૉલેજમાં સંગીત શીખતી હતી, પણ માતાપિતા અને ભાઈની વિદાયથી એ એટલી વ્યથિત થઈ કે એણે કૉલેજ જવાનું અને ગાવાનું છોડી દીધું અને અંતે, એનેય માનસિક વ્યાધિ થયો.** બીજો ભાઈ હરિ, સાથે રહેતો હતો, એણે

*રામનો એક વિદ્યાર્થી મદનલાલ, એની પાસેથી એવું અને એટલું પામ્યો હતો કે એણે એની સ્મૃતિમાં 'રામ છાટપાર ન્યાસ' એવી સંસ્થા સ્થાપી છે. બનારસમાં ગંગાકાંઠે પ્રદર્શનગૃહ પણ બાંધ્યું છે અને ત્યાં પ્રદર્શનો, સંગીત વગેરેના નિયમિત કાર્યક્રમો યોજે છે.

**છાટપાર કહે છે કે માનસિક તકલીફોમાં 'હેરિડિટી'એ પણ ભાગ ભજવ્યો છે. 'હેરિડિટી'ના કારણે એ બંને 'થ્રેશોલ્ડ' પર તો હતી જ.



ધ્યાન ૨, નીચેનો ભાગ, કૃષ્ણ છાટપાર, પ્લાસ્ટર ૧૯૬૯-૭૦, છબી : લેખક, નષ્ટ થયું.

'બહેનોની માનસિક હાલતને કારણે લગ્ન કરવાનું માંડી વાળ્યું. કૃષ્ણના દાંપત્યમાં પણ ઊથલપાથલ હતી, પણ ૧૯૭૯માં શૈલિનીએ દીકરી મૈનાને જન્મ દીધો ત્યારે થોડી હરખની ઘડીઓ આવી હશે. છેવટે દાંપત્ય ડામાડોળ થયું અને ૧૯૮૦માં શૈલિની મૈનાને લઈ અમદાવાદ ચાલી ગઈ. લગ્નજીવનની એ વાતો વિકટ અને અટપટી છે : ખરેખર તો શું થયું એ બધી બાબત વિશે લખવાનું અઘરું અને અહીં અસ્થાને છે, પણ છેવટ છૂટાછેડા થયા.* પછીનાં પાંચેક વરસ ભાઈ હરિ શિયાબાગમાં રહેતો હતો અને અસંતુલિત બહેનોની સંભાળમાં જોડાતો હતો, તે ૧૯૮૫માં પરણ્યો. કૃષ્ણે એને એની પત્ની સાથે અલગ રહેવાની સલાહ દીધી અને એ બીજે રહેવા ગયો. છાટપાર લખે છે કે 'એ પછી બહેનોની સંભાળ લેવા હું એકલો મેદાને પડ્યો.' હવે એણે જિંદગીની ચાલ બદલી નાખી. રોજ બપોરના સાડાબાર લગી કૉલેજમાં ભણાવવાનું પૂરું કરીને એ સીધો શિયાબાગના રસ્તે જતો થયો.

કૉલેજમાં અધ્યાપકો ફાજલ સમયમાં કામ કરતા તે સહુ જાણે. છાટપારના ગુરુ શંખો ચૌધરી વર્ષો લગી શિલ્પ વિભાગના સ્ટુડિયોમાં, વર્ગો પત્યા પછી પોતાનાં શિલ્પ બનાવ્યા કરતા. મારા ગુરુ એન. એસ. બેન્દ્રે ચિત્રકલા વિભાગમાં મોટા 'સ્ક્રીન્સ'ની આડશ કરી બપોરથી સાંજ લગી ચીતરતા. એમના કાર્યકાળ પછી વાતાવરણ સાનુકૂળ રહ્યું નહિ એટલે અધ્યાપકો ત્યાં કામ કરતા બંધ થયા. અમારા સહિયારા પ્રદર્શન પછી છાટપારે (એના પોતાના શબ્દોમાં) 'ઘરે કદાચ એક આડા પડેલા હાથ ('આર્મ') પર કામ કર્યું હતું' પણ ત્યાર બાદના જીવનની 'દુઃખદ ઘટનાઓને કારણે, 'નેગેટિવ ફોર્સિસ'ના કારણે રચનાત્મક – 'ક્રિયેટિવ'-કામ, શિલ્પકામ નહિ કરવાની સ્થિતિ ઊભી થઈ ગઈ હતી. સમયાંતરે જ્યારે મન મનાવી લઈ કોઈ

*મારી જાણ પ્રમાણે શૈલિનીએ પછી બીજાં લગ્ન કર્યાં અને પહેલાં પોંડિચેરી, પછી લંડન અને હવે અમદાવાદમાં રહે છે.

પણ રીતે કામ કરવાનું નક્કી કરી શક્યો ત્યારે જગ્યા, અધ્યાપકો માટે ખાસ બનાવવામાં આવી હતી તે મને (વિભાગીય વડાએ?) આપી નહિ...' મને એ દિવસોમાં કૉલેજની લાઇબ્રેરી પાસેના સ્ટુડિયોમાંનો એક મળ્યો હતો : મેં કહ્યું, ત્યાં કામ કર. પણ એ જગ્યા જરા આઘી, ઉપલા માળે, ત્યાં શિલ્પનો ભારે સામાન ચડાવવાની કડાકૂટ થાય અને માટી અને પ્લાસ્ટરથી સ્ટુડિયો ખરડાય એટલે એ પડતું મૂક્યું. આ બધા અનુભવોને કારણે એણે શિલ્પની માંડવાળ કરી નાખી.

ભણાવવામાં એની ચુસ્તી એનાં શિલ્પોનાં ઘડતર જેવી. જે કરે તે એક ચિત્તે. મન આખું પરોવીને. એને મન ભણાવવામાં 'બહુ, બહુ, બહુ મહત્ત્વની વાત 'ઑબ્ઝર્વેશન, એક્સપિરિયન્સ' - નિરીક્ષણ - ઇન્દ્રિયો દ્વારા મેળવાતો 'ફર્સ્ટ-હેન્ડ એક્સપિરિયન્સ - પાસ્ટ નૉલેજ' બાજુએ રાખી - નવા અનુભવો મેળવવાનો પ્રયત્ન - એ પછી એનું આલેખન અને કેટલાક ઘણા મોટા કદમાં માટીમાં ઘડતર કરતાં-કરતાં વધુ નિરીક્ષણ - નવા અનુભવ - એ પછી એમાં 'ક્રિયેટિવ આસ્પેક્ટ્સ'ની શોધ તરફ આગળ વધવાનું.' આ બધું જેમ-જેમ વિદ્યાર્થીઓના મનમાં ઊતર્યું તેમ-તેમ વધારે શીખવાની ધગશવાળા વિદ્યાર્થીઓ એની આસપાસ ફરતા થઈ ગયા. પછીનાં વર્ષોમાં એને શિલ્પના ઉપલા વર્ગોમાં ભણાવવાનું આવ્યું ત્યારે અમુક વિદ્યાર્થીઓને તો જાણે કે હાથ ઝાલીને શીખવ્યું. ધ્રુવ મિસ્ત્રી અને રવીન્દર રેડ્ડી તો કોઈ કાળે એવું પામ્યા કે આજેય એના તરફ ખેંચાઈને આવે છે. ધ્રુવે એની કારકિર્દીના આરંભે નગ્ન પુરુષો અને કૂતરાનાં શિલ્પ કર્યાં, એની આકરી અને કપરી ચોકસાઈમાં છાટપારની ઊંડી નિરીક્ષણ કરવાની શીખ કામે લાગી હોય એવું ચોખ્ખું દેખાય છે. આ ઉપરાંત જે વિદ્યાર્થીઓ એના અંતરંગી થયા એમને તાલીમની સાથોસાથ છાટપારની પ્રકૃતિનું હાર્દ પામવાની દૃષ્ટિનોય પરચો થયો અને એના જીવનદર્શનના પાઠ પણ મળ્યા. અરુણકુમાર કહે છે કે શિલ્પનું ભણવા દાખલ થયો ત્યારે છાટપાર એને પાંદડાં, છોડ અને ઝાડ દેખાડવા લઈ ગયો અને પછી છોડ રોપતાં શીખવ્યું. અભ્યાસ પૂરો કરીને મળવા ગયો ત્યારે છાટપારે એને રસોઈ કરતાં શીખવ્યું. અરુણ આ અનુભવોને શિલ્પની તાલીમ કરતાંય મોંઘી મૂડી ગણે છે.

શિલ્પ કરવાનું તો ગયું, પણ એક બીજું કામ છાટપારના નિત્યક્રમમાં ઉમેરાયું. પોતાની બે બહેનોની સંભાળનો હવાલો લીધો એટલે સારવાર માટે એણે હોમિયોપથીનો અભ્યાસ કરી ઘણુંબધું શીખી લીધું અને બહેનોની સાથે બીજાઓનેય દવાઓ દેવાનું શરૂ કર્યું. ધીમે-ધીમે વિદ્યાર્થીઓ પણ દવા



શીર્ષક નથી, કૃષ્ણ છાટપાર, ૧૯૬૯-૭૦, છબી : લેખક, નષ્ટ થયું.

ભેટી જાય, પણ નિરાંતે મળવાનું કે બેસવાનું થાય નહિ. નાગજી એને ત્યાં જતો રહેતો અને મને યાદ દેવડાવતો એટલે વરસે-બે વરસે અમે બે, શિયાબાગનો ફેરો કરીએ.

મારી ૩ સપ્ટેમ્બર, ૨૦૧૩ની નોંધમાં આવું

માટે શિયાબાગ જતા થયા. દવા લઈ સાજા થતા વિદ્યાર્થીઓ મુગ્ધભાવે વળગી રહેતા. છાટપારે મને કહ્યું હતું કે એક વિદ્યાર્થિનીનું 'ડિપ્રેશન' આપઘાત લગી વકર્યું હતું અને બીજા એક વિદ્યાર્થીનોય એવી આપદામાંથી છુટકારો થયો. નસરીનને જીવલેણ બીમારી થઈ ત્યારે એય છાટપાર પાસે પહોંચી હતી એવું સાંભળ્યું છે. આમ વિદ્યાર્થીઓ સાથે બીજાં ભળ્યાં એટલે એનું વર્તુળ વધ્યું. જૂના વિદ્યાર્થીઓ વડોદરા આવે તો શિયાબાગનો ફેરો ચૂકે નહિ. વડોદરા રહેતા કે આવતા-જતા વિદ્યાર્થીઓમાં ધ્રુવ અને રવીન્દર તો ખરા જ, પણ એ સિવાય વીરેન્દ્ર પટેલ, અશોક પટેલ, મયૂર કૈલાસ, સૌમેન દાસ અને યુનુસ ખીમાણી પણ ત્યાં જઈ ચડે. ધ્રુવનો ભાઈ દિલીપ પણ સંભાળ રાખે. ૨૦૦૬માં એના હૃદયની શસ્ત્રક્રિયા થઈ ત્યારે એમાંના કેટલાક ખડેપગે ઊભા હતા.

છાટપાર મને કૉલેજમાં - અમે બન્ને ભણાવતા ત્યાં - અલપઝલપ

ટપકાવેલું છે :

'ઘરની હાલત જ્યારથી જોઈ ત્યારથી બિસમાર લાગી છે. અંદર રાચરચીલું નથી. આ વખતે એક મોટું, લોઢાના ચાર પાયા અને પૈડાંવાળું ટેબલ કાળા રેક્સિનથી મઢેલું છે, તેની પાછળ એ પલંગ પર બેઠો હતો. બહેનોમાં મોટી પુષ્પા જરા સંતુલિત થઈ છે. અમે જઈએ ત્યારે બહાર નીકળી નમસ્તે કરે, નાસ્તો કે ચા લઈ આવે. થોડીક વાત પણ કરે. કેમ છો, કેમ ચાલે છે એવું, પણ આ વખતે એ બહાર નીકળી નહિ. છાટપાર કહે એની તબિયત લથડેલી છે, વ્હીલચૅરમાં જ બેસે છે. બીજી જ્યોતિ, આવે તોય બોલે નહિ. માથું એક બાજુ નમાવી જોયા વગર ચાલી જાય, નહિતર પાછળના ઓરડે આવ-જા કરતી લાગે, પણ અંદર આવે તો કોઈની સાથે આંખ મેળવે નહિ.'

છાટપારે મને હમણાં એ વિશે લખીને જણાવ્યું છે કે 'પુષ્પા ૧૯૯૦થી પણ પહેલાં સંપૂર્ણ રીતે સારી થઈ ચૂકી

હતી. હું કૉલેજ આવતો ત્યારે આખું ઘર ઉપરાંત જ્યોતિને સંભાળતી. બજારની બધી ખરીદી એકલી જઈને કરી શકતી, કરતી. સગાંઓ સાથે તો સારી એવી વાતો કરતી, પણ તમારા જેવા કેટલાક મિત્રો સાથે વધુ વાત કરી શકતી નહિ. એ વખતે એ બહાર નીકળી નહિ. વ્હીલચૅરમાં હતી – કારણ 'પેરાલિસિસ' થયો હતો.'

મારી નોંધમાં આગળ આમ છે : 'બેઠાં-બેઠાં છાટપારે આમ જ વાત માંડી – એમાં અમારા જૂના સહિયારા સંબંધો, શિવમહાલનું રહેઠાણ, એ ક્યાં રહ્યો અને હું ક્યાં એની વાતે ભૂતકાળમાં સરી પડ્યા.' એ સાંભળીને જૂનું સાવ ભુલાયું નથી એવી મારી છાપ દૂર થઈ. પછી નોંધમાં મેં લખ્યું છે કે, 'બહેનોને સાચવવાનું (એણે) લગભગ ચાર દાયકાઓ લગી સંભાળ્યું અને એમને સંતુલિત કરવાનો પ્રયત્ન કર્યો, પણ બે પુખ્ત વયની સ્ત્રીઓની રોજની સંભાળ, એમની સ્ત્રી-સહજ સમસ્યાઓ, એમના ખાવાપીવા, સ્નાન, કપડાં પહેરાવવાં સુધીની બધી પળોજણો ખમી. સંભાળ એને હાથ આવી એ વખતનું યાદ કરતાં એ બોલ્યો કે મોટી બહેને વરસો લગી એક જ કપડું પહેરી રાખેલું, એ એણે માંડ-માંડ ઉતરાવી ફગાવ્યું અને નવું પહેરાવ્યું. મેં કહ્યું એવું કરતાં બહેનો કોઈ વાર આક્રમક થતી કે કેમ? ઘરમાં છરી જેવું પડ્યું હોય એ એમના હાથમાં આવે તો? એણે તરત યાદ કર્યું કે પુષ્પા ઊકળતે પાણીએ નાહવાની જક કરતી. એ કહે કે (એ ટાણે) પોતાના સુદૃઢ શરીરનો એને લાભ થયો, પછી તરત ઉમેર્યું કે કોઈક વાર હાથ ઉપાડવો પડ્યો – ને એ કહેતાં-કહેતાં છાટપાર ભાંગી પડ્યો. કહે કે માર્યું તો ખરું જ (એમને સાચવવા ખાતર જ), પણ હુંય માણસ છું ને! મને કશું નહિ થતું હોય? મેં એને પહેલી વાર આવું કબૂલતો જોયો એટલે મારી આંખ પણ ભરાઈ આવી અને આવું પૂછવા બદલ એની માફી માગી.'

૨૦૧૬માં અરુણકુમાર, રવીન્દર રેડ્ડી વગેરેએ મળી દેવિકા ગમખાર નામની યુવા ફિલ્મકારને છાટપાર પર ફિલ્મ બનાવવાનું સોંપ્યું. એ વરસની મારી ૧૬ જુલાઈની નોંધ આવી છે : 'ગઈ કાલથી દેવિકા ગમખાર અને અરુણકુમારે અહીં ડેરો નાખ્યો છે. દેવિકાને ઓળખું નહિ, એનું કામ જાણું નહિ એટલે વાત વારંવાર ચકાસી, ત્યાં તો એવું થયું કે છાટપાર એની બહેન જ્યોતિને લઈ ઘેર આવ્યો. પુષ્પા તો ૨૦૧૫માં ઊપડી ગઈ હતી. એ નીલુ માટે ચૌસા કેરી અને થોડું ફરસાણ પણ લાવ્યો હતો અને કહે કે ફિલ્મ બાબતે કોઈ વિવાદ નથી. ખરેખર તો એ ભલામણ કરવા જ આવ્યો હતો. મારા મનમાં એના વિશે શું બોલવું અને શું મનમાં રાખવું એની ગડભાંજ. મેં કહ્યું, તું કહેતો હોય તો હું ફિલ્મમાં



ધડ (ટોર્સો), કૃષ્ણ છાટપાર, પ્લાસ્ટર, ૧૯૭૨. સૌજન્ય : અરુણકુમાર

ભાગ લઈશ. દેવિકા કહે, તમે ત્રણ – નાગજી, છાટપાર અને હું – વાત કરતા હોઈએ એવું કાંઈ ગોઠવાય? પહેલાં તો થયું કે પરાણે વાતચીત કરીએ તો બનાવટી લાગે, પણ છેવટે એની વાત માની. પછીની મારી નોંધ આમ આગળ વધે છે : 'મેં એને કહ્યું કે એ પોતાનું કામ શરૂઆતથી માંડીને પૂરું થવા લગી કેમ કરતો એની વાત કરે તો સારું. એણે 'ઇમેજ'ની વાત કાઢી, પણ એ બહુ લાંબી ચાલી નહિ. આવી-આવી વાતો થઈ, બીજી આડીઅવળી પણ થઈ, પણ દેવિકાને ફિલ્મ માટે જોઈતી સામગ્રી મળી કે નહિ તે મોઘમ રહ્યું. છેવટે દેવિકાએ ફિલ્મના 'રશીઝ' બતાવ્યા તેમાં ધ્રુવ અને બીજાની વાતો વગેરે સામેલ હતાં, પણ ફિલ્મ તરીકે એ અસરકારક લાગી નહિ.

૨૦૧૭ના ડિસેમ્બરમાં નાગજી અચાનક ઊપડી ગયો એટલે અમારી ત્રિપુટીની એક ગાંઠ તૂટી. તે વેળાય એને મળાયું નહિ અને એમ કરતાં-કરતાં બે-ત્રણ વરસ નીકળી ગયાં અને પછી તો કોરોનાનો કહેર પેઠો. મેં ઘરબંધીના કાળે નાગજી પર નવો લેખ લખ્યો ને છાટપાર પર લખવાનું ઉપાડ્યું. હકીકતોની ચકાસણી કરવા ટેલિફોન પર વાત થતી રહી. શૈલિનીની કથની નીલુએ અને મેં એના મોઢે સાંભળી હતી છતાં થયું કે એનો સંપર્ક કરું. એનો નંબર હતો ત્યાં સંદેશ મોકલ્યો કે છાટપાર પર લખતાં એની સાથે વાત થાય કે કેમ? સાથે ઉમેર્યું કે એની મરજી ન હોય તો એવી અંગત બાબતની ગુપ્તતાના એના હકને આદર સાથે સ્વીકારું છું. એણે જવાબ આપ્યો નહિ.

ફિલ્મ બાબતે વાત કરવા છાટપાર મારે ઘેર આવ્યો ત્યારે એના વણકાપ્યાં લાંબાં દાઢી-મૂછમાં જૂના ચહેરાનું ઘણું ઢંકાઈ ગયું હતું, પણ અવાજ પહેલાંના જેવો જ સ્વસ્થ અને રણકદાર હતો. એક વાર મેં એને એનાં શિલ્પો ક્યાં ગયાં એવું પૂછેલું તો એણે એ આમતેમ પડી રહ્યાનું કહ્યું હતું. એમાંનાં કોઈ બચ્યાં છે કે નહિ એય જાણવા મળ્યું નહિ. મકરાણા-જયપુરના આર્ટિસ્ટ્સ કૅમ્પ (૧૯૭૧ પહેલાં) યોજાયો તેમાં એણે આરસનું મોટું શિલ્પ કરેલું તે કામ કદાચ કેન્દ્રીય લલિત કલા અકાદમીના સંગ્રહમાં હોઈ શકે. મારી પાસે એનાં

ચારેક શિલ્પની મેં લીધેલી તસવીરો છે. એની પાસે હતી તે બધી સામગ્રી એણે અરુણકુમારને દઈ દીધી છે. એમાંથી અરુણકુમારે આપી તેમાં ‘ધડ’ની અને મકરાણા-જયપુર કૅમ્પની તસવીરો મળી. એ ઉપરાંત અરુણે છાટપારની દીકરી મૈના અને એના પરિવારનીય આપી. મેં છાટપારને કોરોના માટે વૅક્સિન લેવાનું કહ્યું તો એ કહે, એ શા માટે? મેં કહ્યું કે ૬૦ વર્ષની ઉપરના બધાને મળે છે, તો કહે કે ૨૦૦૬માં હૃદયની શસ્ત્રક્રિયા થઈ ત્યારે દાક્તરે પૂરા પંદર વરસ કાઢવાની ખાતરી દીધી હતી. હવે પંદર પૂરાં થવા આવ્યાં છે અને વધારે કાઢવા નથી.

વડોદરા

૨૧-૭-૨૦૨૧

x x

૨૧ જૂન, ૨૦૨૨

ગઈ કાલે છાટપારને ત્યાં જઈ આવ્યો - વાસુ (દેવન) સાથે. સાંભળ્યું હતું કે એણે ખાવાનું મૂકી દીધું છે અને બોલતાં લોચા વળે છે. શિયાબાગના ઘેર પહોંચ્યા ને બારણું ખૂલ્યું તો એ સામે જ ઊભો હતો. વાળ અને દાઢી બરાબર ઓળેલા અને ચહેરો ચળકતો હતો. મેં કહ્યું, તું તો ‘હૅન્ડસમ’ લાગે છે અને બેઠો એટલે ફોટા પાડ્યા. એણે વાંધો લીધો નહિ. પછી તો સંગીતની વાતો ચાલી. મેં ગિરિજાદેવી, બિસ્મિલ્લા ખાં, વી. જી. જોગ અને કિશન મહારાજની જુગલબંધી સાંભળ્યાની વાત કરી. એમાં એને રસ પડતો લાગ્યો નહિ, પણ શરાફત હુસેન ખાનના મારુબિહાગના નામે હકારમાં માથું ધુણાવ્યું (પછી એણે મનીષા દોશી દ્વારા એનું રેકૉર્ડિંગ મગાવ્યું પણ ખરું). મેં (ફાઇન આર્ટ્સ) કૉલેજના જૂના દિવસો યાદ કરી ચૌધરીસાહેબ વિદ્યાર્થીઓને સંગીતના જલસે કેવા તગેડતા તે યાદ કર્યું તો એણે કહ્યું કે સંગીતના પાઠ તો એને ઘરમાંથી જ મળ્યા હતા. એના બાપુજી સંગીતના શોખીન હતા અને મામા તો ગાતા પણ ખરા. જામનગરમાં હતા ત્યારે એ બેય મોટેરા સાથે સંગીત સાંભળવા જતો.

પછી દવાની વાતે વળ્યા ને મેં પૂછ્યું, તું કઈ દવાઓ લે છે? એણે પ્રશ્નાર્થસૂચક ચહેરે વાત ઉડાડવા માંડી એટલે મેં કહ્યું - ‘બાયપાસ’ પછી અપાતી દવાઓ? બધી બંધ. તો પછી? એણે વાત માંડી : એક વાર છાતીમાં ખૂબ દુખાવો ઊપડ્યો હતો - અને તેણે બેય હાથે છાતી ચોળી. પછી કહે કે આડા પડીને હોમિયોપથીની ત્રણ દવાઓ એક પછી એક લીધી ને ઊભો થઈ ગયો! હવે? પછી જાતે જ બોલ્યો કે વરસેક પહેલાં ‘ડેથ વીલ’ (જાતે મરવાનું વસિયતનામું) બનાવવાનું હાથમાં લીધું હતું, પણ ખબર પડી કે કાનૂની દૃષ્ટિએ એનું કોઈ મહત્ત્વ નહોતું, એટલે ફાડીને ફેંકી દીધું.

છાટપારનો એક વિદ્યાર્થી અશોક પટેલ નર્મદાકાંઠે ‘રેવા’ નામનું રિઝૉર્ટ

ચલાવે છે તે આવ્યો એટલે મને થયું કે અશોક એને ત્યાં લઈ જાય તો વિદાયની વેળા સુખમાં વીતે, પણ પછી યાદ આવ્યું કે એને સુખ-બુખની કાંઈ પડી નથી. વાત-વાતમાં એક વાર મનની વાત આવી તો કહે કે આ મન વળી શું? મેં એ પણ જોયું કે એની મૃત્યુ-ઇચ્છાને કોઈ ધાર્મિક ભાવના સાથે સંબંધ નથી. એણે પોતે જ સંથારાની વાત કાઢી, પણ તરત બોલ્યો કે એ તો જૈન હોય તે કરે. એણે પિતાજી શેવારામની વાત વર્ણવી. વખત આવ્યે એ આડા પડ્યા અને દીકરી પુષ્પાને ચાદર ઓઢાડવા કહ્યું. પુષ્પા ચાદર ઓઢાડી માને બોલાવવા ગઈ. બંનેએ આવીને ચાદર ખોલી તો જોયું કે શેવારામ ઊપડી ગયા હતા.

એ દિવસે અમે મળ્યા ઉષ્માસભર વાતાવરણમાં. એણે એટલા ઉત્સાહપૂર્વક વાતો કરી કે એ ખાટલાવશ છે ને વાત કરતો નથી એ વાતને રદિયો મળ્યો. હા, એણે ખોરાક છોડી દીધો છે અને પાણી કે લીંબુપાણી પીધા કરે છે. અચાનક એણે વાત કાઢી કે 'પેલો દુખાવો ફરી થાય તો...' મેં વચ્ચે પડીને કહ્યું, 'પેલી દવાઓ નહિ લેવાની!' – એણે હસીને હા પાડી.

એને જોતાં કરુણની, દુઃખ-દરદની કે મૃત્યુની અર્થચ્છાયાઓ નજરે ચડી નહિ, ઊલટાનું એ સ્વસ્થ હોય એવું લાગ્યું. મોઢું ધોઈને કે નાહીને આવ્યો હશે એટલે વાળ પાણીથી ચોંટેલા હતા અને બાજુની બારીના અજવાળામાં એનો ચહેરો ચળકતો હતો. કદાચ એમાં કોઈક અંદરનો ચળકાટેય ભરેલો હતો. આ માણસ, જેને હું છેક ૧૯૫૫થી ઓળખું, એણે જાણે નવો અવતાર ધર્યો હતો.

જોઈશ કે એ કેટલું ખેંચે છે!

૮ જુલાઈ, ૨૦૨૨

ગઈ કાલે રાતે વડોદરાથી દિલ્હી પહોંચ્યા. સવારે મોબાઇલમાં સમાચાર આવ્યા કે છાટપાર ઊપડી ગયો છે.

**(નોંધપોથીના આધારે)**

---

**[પૃ. ૭થી ચાલુ]**

'ક્ચ'નું ઉચ્ચારણ આપણી ધ્વનિવ્યવસ્થામાં ગોઠવાઈ શકતું નથી એટલે આપણે 'ટિંક્ચર'નું સરળીકરણ કરી 'ટિંચર' રૂપ સાધ્યું, જેમ 'પંક્ચર' ઉપરથી 'પંચર'. 'ટ્રીચર' ઉપર આ 'ટિંક્ચર' ઉપરથી આવેલા 'ટિંચર'નો પ્રભાવ પડવાથી અનુનાસિક ઉમેરાયો હોય, જે રીતે 'સપ્ટેમ્બર' અને 'નવેમ્બર' વચ્ચે આવતા 'ઑક્ટોબર'માં નાસિક્ય વ્યંજન ન હોવા છતાં આપણે 'ઑક્ટોમ્બર' એમ બોલીએ લખીએ છીએ તેમ જ. અથવા એનો આગમ સ્વતંત્ર રીતે પણ હોય: 'હોશિયાર'નો (ફારસી 'હોશ' ઉપરથી: 'બેહોશ' (હોશ વિનાનું), 'બાહોશ' (હોશ સાથે, હોશમાં હોય એવું), જેવામાં એ નથી) 'હોશિયાર' એવો સાર્વત્રિક ગુજરાતી ઉચ્ચાર જે દુર્ભાગ્યે આપણા કોશકારોએ અમાન્ય ગણ્યો છે!



# તમારી દૃષ્ટિએ

**આઇસબ્રેક**

**નીરજા / અનુવાદ: કિશોર પટેલ**

નવનીત સમર્પણ સપ્ટેમ્બર ૨૦૨૨. 'આઇસબ્રેક' પાનાં નંબર ૮૩થી ૯૭...! કુલ પંદર પાનાંની વાર્તા. વળી 'નવનીત સમર્પણ' વાર્તાને અનુરૂપ રેખાચિત્ર મૂકી મારો વાર્તા રસ ઔર વધારી મૂકે છે.

જેમના માટે મનના દરવાજા વાસી દીધાં છે એ બાબા / પિતાને પરદેશ સ્થાયી થયેલો પુત્ર સ્વપ્નમાં જુએ છે. કોરોનાકાળ આસપાસ વાર્તા ગૂંથાઈ છે અને સ્વાભાવિક 'એમને કંઈ થયું તો નહીં હોય...? એ કલ્પનામાત્રથી એ ધ્રૂજી ઊઠ્યો' એમ વાર્તા ઊઘડે છે.

'બાબાને હંમેશાં એમ લાગતું કે મારામાં શિસ્ત નથી અને એટલે જ મને મિલિટરી સ્કૂલમાં મૂકી દીધો. ત્યાંની શાળા કાયમની વરસાદી હવા અને આકાશ કાળા ડિબાંગ વાદળોથી ભરાયેલું રહેતું. બહાર વરસાદ વરસતો એમ મારી આંખ પણ આઈની યાદમાં વરસ્યા કરતી. પિતાનો ચહેરો યાદ આવતો અને મુઠ્ઠીઓ વળાઈ જતી, ત્યારે જ નક્કી કર્યું હતું કે મને આવા અંધકારભર્યા ઓરડામાં ધકેલનાર પિતાને આવા જ અંધકારમાં ધકેલી મૂકવા છે.'

આ મનઃસ્થિતિવાળા પાત્ર સાથે/સામે વાર્તાના શીર્ષકને અનુમોદન આપતું હોય એવું સોફીનું પાત્ર મૂકી લેખકે વાર્તાને વેગ અને અર્થ આપ્યો છે. પોતાની બાયોલૉજીકલ માતાને શોધી રહેલી સોફીનું વાક્ય જુઓ, 'શા માટે મારી માએ મને છોડી દીધી? શું કારણ હતું એ જાણવું જોઈએ કે નહીં? આખી જિંદગી કડવાશ ભરી રાખવા કરતાં એકવાર ખરું ખોટું કરી નાખ્યું હોય તો પછી હું સુખેથી જીવું. આઇસબ્રેક કર્યા સિવાય અંદર વહેતાં પાણીનાં દર્શન થવાનાં નથી.'

અને સોફી માતાને મળી આવ્યા પછી પુરુષ પાત્ર શું જુએ છે?... 'આજે સોફી કેટલી ફ્રી થઈ ગઈ છે... પોતાની આઈને મળી એનું મન શરીર કેટલું હળવું થઈ ગયું છે, એના હલનચલનમાં એક પ્રકારની સ્વતંત્રતા જણાઈ આવે છે. જ્યારે હું તો ક્યારેય આ ત્રાણમાંથી મુક્ત ના થાઉં એવા પ્રયાસો કરતો આવ્યો છું.'

ઉત્તમ વાર્તાકાર એની વાર્તાના છેલ્લા ફકરામાં એમનું હુન્નર નીચોવી દેતા હોય છે. અહીં પણ એ જ અનુભવ. 'સોફી એને સમજાવતી રહી પણ એ સમજણની પેલી પાર નીકળી ગયો હતો. બહાર વરસાદનું જોર વધ્યું અને અંદર તો જાણે પૂર આવ્યું હતું.'

ખરેખર આઇસબ્રેક અનુભવ.

**-પરાગ જ્ઞાની**

**સુધારોઃ** સપ્ટેમ્બર ૨૦૨૨ અંકના પૃ. ૬૫ ઉપર ઉર્વીશ કોઠારીના લેખમાં નલિન શાહનું અવસાન જુલાઈ ૨૧, ૨૦૦૨ને બદલે સુધારીને જુલાઈ ૨૧, ૨૦૨૨ વાંચવા વિનંતી.



# ભવન્સ - વૃત્ત

## મુંબઈ કેન્દ્ર : સંવર્ધિત વેબસાઈટ પ્રારંભ





કેન્દ્રિય ભવન ખાતે ૧ જુલાઈ ૨૦૨૨ના રોજ ભવનના ટ્રસ્ટી અને માનદ કોષાધ્યક્ષ શ્રી આઈ. આર. ખાંડવાલા દ્વારા ભારતીય વિદ્યા ભવનની સંવર્ધિત વેબસાઈટ www.bhavans.info નો શુભારંભ કરવામાં આવ્યો હતો. સમગ્ર વેબસાઈટ મનમોહક દેખાવ સાથે તમામ ઉપકરણોમાં સરળતાથી આમેજ કરી શકાય એવી રીતે પ્રયોજવામાં આવી છે. અહીં ભવનના તમામ કેન્દ્રોની અદ્યતન માહિતી અને પ્રવૃત્તિઓનો સમાવેશ થયો છે. આ કાર્યક્રમમાં જ વિવિધ વિભાગના અધ્યક્ષ અને મહાનુભાવોની હાજરીમાં ભવનના મુખ્ય નિદેશક અને એક્ઝિક્યુટિવ સેક્રેટરી શ્રી એચ. એન. દસ્તુર દ્વારા ભવન્સ જર્નલની ડિજીટલ આવૃત્તિ www.bhavansjournal.com નો શુભારંભ કરવામાં આવ્યો. આ ડિજીટલ આવૃત્તિ લોકોની માગ પર ઉપલબ્ધ કરાઈ છે જે લવાજમ દ્વારા મેળવી શકાય છે.





## શ્રદ્ધાંજલિ

**ભાર**તીય વિદ્યા ભવન મુંબઈ કેન્દ્રના સંસ્કૃત અનુસ્નાતક વિભાગના સભ્ય શ્રી મધુકર જી. ચેડાડુપ્પાનું બ્રેઈન હેમરેજને કારણે ૧ જુલાઈ ૨૦૨૨ના રોજ ૫૪ વર્ષની વયે દુઃખદ અવસાન થયું છે. તેમણે ભવનમાં ૨૬ વર્ષથી પણ વધારે સંન્નિષ્ઠ સેવા આપી હતી. તેમના પરિવારમાં એમની પત્ની અને બે પરણિત પુત્રીઓ છે. દિવંગત આત્માને શાશ્વત શાંતિ મળે અને ઈશ્વર શોકગ્રસ્ત પરિવારને એમની અકાળ ખોટ સહન કરવાની શક્તિ આપે એવી અભ્યર્થના.

## અમૃતસર કેન્દ્ર : નૃત્યાંજલિ






**ભ**વન કલા કેન્દ્ર દ્વારા ૧૯ જૂન, ૨૦૨૨ના રોજ એસ.એલ. પબ્લિક સ્કૂલ – અમૃતસર ખાતે ૭૧મા કાર્યક્રમ 'નૃત્યાંજલિ'નું આયોજન કરવામાં આવ્યું હતું. શ્રી અવિનાશ મોહિન્દ્રુ અને આચાર્યા ડૉ. અનિતા ભલ્લાના નિર્દેશન હેઠળ પંજાબના વિવિધ કલાકારોએ કથક રજૂ કર્યું હતું. તમામ કલાકારોને નૃત્ય બદલ પ્રમાણપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં.

## ચંડીગઢ કેન્દ્ર : ભારતનો શ્રેષ્ઠ શાળા પુરસ્કાર




**ક**રીયર્સ ૩૬૦ દ્વારા ભવન વિદ્યાલય ચંડીગઢને વર્ષ ૨૦૨૧-૨૨ માટેની ભારતની શ્રેષ્ઠ શાળાનો પુરસ્કાર એનાયત કરવામાં આવ્યો હતો. ગૌરવની વાત એ છે કે શાળાને સતત બીજા વર્ષે પણ આ પ્રતિભાશાળી પુરસ્કાર પ્રાપ્ત થયો છે. વિદ્યાર્થીઓના શૈક્ષણિક કાર્ય, શિક્ષકોની ગુણવત્તા, વ્યવસ્થા અને અન્ય સુવિધાઓના પરિમાણો પર શાળાને સૌથી ઉચ્ચક્રમ AAAAA પ્રાપ્ત થયેલ છે. કરીયર્સ ૩૬૦ એ ૨૫૦થી વધુ યુવા સભ્યો દ્વારા સંચાલિત માહિતી અને ટેક્નોલૉજી આધારિત સંસ્થા છે, જે કારકિર્દી પરામર્શ, પરીક્ષાની તૈયારી અને કૉલેજને લગતાં સૂચનોમાં વિશેષતા

ધરાવે છે. કરીયર્સ ૩૬૦ની વેબસાઈટમાં ૨૫,૦૦૦થી વધુ કૉલેજોને આવરી લીધી છે, જેનો દર વર્ષે કરોડોથી પણ વધુ વિદ્યાર્થીઓ ઉપયોગ કરે છે.

## હૈદરાબાદ કેન્દ્ર : આરોગ્ય જાગૃતિ કાર્યક્રમ



ડૉ. સુમાથી, ડૉ. કલ્પના, શ્રી. એસ. ગોપાલકૃષ્ણન, શ્રીમતી રમા દેવી અને આચાર્યા



સભાને સંબોધતા શ્રી. એસ. ગોપાલકૃષ્ણન

**ભા**રતીય વિદ્યા ભવન હૈદરાબાદ કેન્દ્રના રાજાજી સભાગૃહ ખાતે ૧૮ જૂન ૨૦૨૨ના રોજ બસવતારકમ ઇન્ડો-અમેરિકન કૅન્સર હૉસ્પિટલ અને રીસર્ચ સેન્ટરના ડૉક્ટરો દ્વારા આરોગ્ય જાગૃતિ કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું. ભવન કેન્દ્રની ચારેય શાળાના આચાર્યો અને કેન્દ્રના તમામ સભ્યોએ આ કાર્યક્રમમાં હાજરી આપી હતી. ઉપાધ્યક્ષ શ્રી. એસ. ગોપાલકૃષ્ણને દીપ પ્રાગટ્ય દ્વારા સત્રનું ઉદ્‌ઘાટન કર્યું હતું. ઍડ લાઇફ ઍન્ડ કૅન્સર સ્ક્રિનિંગ પ્રોગ્રામના શૈક્ષણિક સહ-નિદેશક ડૉ. કલ્પના રઘુનાથે કૅન્સરના વિવિધ પ્રકારો, લક્ષણો અને રોગને અટકાવવાના ઉપાયો વિશે વાત કરી હતી. નેચરોપથી અને યોગ ઍડ લાઇફના અધ્યક્ષ ડૉ. સી. સુમતિએ પણ રોજ-બરોજની ક્રિયાઓમાં નિસર્ગોપચાર અને યોગ દ્વારા તંદુરસ્ત જીવનશૈલી વિકસાવવા વિશે વાત કરી હતી.

## મુંબઈ કેન્દ્ર : ગુરુપૂર્ણિમા ઉજવણી



પ્રો. ડૉ. ભરત ભૂષણ મિશ્રા

**ભા**રતીય વિદ્યા ભવન મુંબઈ કેન્દ્ર ખાતે ૧૩ જુલાઈ ૨૦૨૨ના રોજ ગુરુપૂર્ણિમાની ઉજવણી કરવામાં આવી હતી. ડૉ. એસ.જી. મિશ્રા, શ્રી કૃષ્ણકુમાર ઝા અને શ્રી અજિંક્ય સંપટે સ્કંદ પુરાણમાંથી ગુરુ ગીતાનું પઠન કર્યું હતું. આ પ્રસંગે પ્રખ્યાત કેન્દ્રિય સંસ્કૃત યુનિવર્સિટીના જ્યોતિષ વિભાગના વિદ્વાન પ્રોફેસર અને અધ્યક્ષ ડૉ. ભરત ભૂષણ મિશ્રાએ ‘શિક્ષક, વિદ્યાર્થી અને શિક્ષણ’ પર હિન્દીમાં ઓનલાઈન વ્યાખ્યાન આપ્યું હતું. ભવનના મુંબાદેવી આદર્શ સંસ્કૃત

મહાવિદ્યાલયના આચાર્યએ વૈદિક પ્રાર્થના કરી. સંસ્કૃત અધ્યયન અને સંશોધનના નિયામક ડૉ. ગિરીશ બી. જાનીએ સ્વાગત પ્રવચન આપીને વક્તાઓનો પરિચય કરાવ્યો હતો. આ પ્રેરણાત્મક વ્યાખ્યાનમાં પ્રો. મિશ્રાએ પરંપરાગત ભારતીય શૈક્ષણિક પ્રણાલીની મુખ્ય લાક્ષણિકતાઓ અને સમૃદ્ધિ વિશે વાત કરી હતી. વેદ, ઉપનિષદ, ધર્મશાસ્ત્ર, પુરાણ, મહાકાવ્યો, વ્યાકરણ, જ્યોતિષ, તંત્ર, યોગ, આયુર્વેદ અને સાહિત્યમાંથી વિપુલ પ્રમાણમાં મહત્ત્વના મુદ્દાઓ ટાંકીને આદર્શ શૈક્ષણિક પદ્ધતિનું આબેહૂબ ચિત્રાત્મક વર્ણન કર્યું હતું.

---



## કોચી કેન્દ્ર : સુવર્ણશોભા

**૨૭** જૂન, ૨૦૨૨ના રોજ ભવન વિદ્યા મંદિર એલમક્કારા દ્વારા વાર્ષિક સુવર્ણજયંતીની ઉજવણી નિમિત્તે ‘સુવર્ણશોભા’નું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. આ સત્તાવાર ઉદ્‌ઘાટન મુખ્ય અતિથિ ભારતીય વિદ્યા ભવન મુંબઈના સંયુક્ત કાર્યકારી સચિવ અને રજિસ્ટ્રાર શ્રી જગદીશ લાખાણીના હસ્તે થયું હતું.

ભારતીય વિદ્યા ભવન કોચી કેન્દ્રના પ્રમુખ સી.એ. શ્રી વેણુગોપાલ સી. ગોવિંદે સમારંભની અધ્યક્ષતા કરી હતી. નિદેશક શ્રી ઈ. રમણકુટ્ટીએ ‘અ વૉક ડાઉન મેમરી લેન’ પર શાળાનો સંક્ષિપ્ત ઇતિહાસ રજૂ કર્યો હતો. મુખ્ય મહેમાનના ઉદ્‌ઘાટન સંબોધન બાદ સુવર્ણજયંતી વર્ષનો લોગો પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. કેરલ હાઇકોર્ટના જજ જસ્ટિસ દેવન રામચંદ્રન, કોચી મ્યુનિસિપલ કોર્પોરેશનના મેયર શ્રી એમ. અનિલ કુમાર અને શાળાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ અનુક્રમે વક્તવ્ય અને શુભેચ્છાઓ પાઠવી હતી..

ભવન કોચી સંશોધન કેન્દ્રના ભૂતપૂર્વ આચાર્યા અને સંયોજક શ્રીમતી જયા જેકબ, ભૂતપૂર્વ અધ્યક્ષ અને નિવૃત્ત ન્યાયમૂર્તિ કે. એસ.રાધાકૃષ્ણન, વાલી પ્રતિનિધિ શ્રીમતી સંધ્યા શશી અને વિદ્યાર્થી પ્રતિનિધિ કુમારી કાવ્યાનું અભિવાદન કરવામાં હતું,

‘સમન્વયમ’ કાર્યક્રમની શરૂઆત ભારતીય વિદ્યા ભવનના સંક્ષિપ્ત ઇતિહાસનું નિરૂપણ કરતા મધુર સ્વાગત ગીત અને યાદગાર નૃત્ય દ્વારા થઈ હતી. આ કાર્યક્રમમાં આશરે ૩૫૦૦ લોકો જોડાયા હતા. અન્ય મુખ્ય આકર્ષણમાં શહેરના લોકો માટે સુવર્ણ અક્ષરોમાં સુવર્ણજયંતી લખેલ હિલીયમ ફુગ્ગાઓને મેદાન ઉપર ઉડાવવામાં હતા. વર્ષભરની ઉજવણી શાળાના વિવિધ વિભાગો દ્વારા પ્રયોજાતા અનેક કાર્યક્રમોની સાક્ષી બની રહેશે.

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364002. મો. 9173470085
**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com
**કૂપમંડૂક:** ફોન : 022 23630786
**રઘુવીર ચૌધરી:** એ-6, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380 015.
**પ્રણવ કામિલ:** 18/B- શ્રીનાથજી બંગલોઝ, મુનિનગર પાછળ, મહુવા-364290 જિલ્લો- ભાવનગર. મો.: 9016465417
**રામચન્દ્ર પટેલ:** કવયે, 13, રામેશ્વર મહાવીર નગર વિસ્તાર, હિંમતનગર-383001 (સાબરકાંઠા) ઉ.ગુ. મો. 9429456777
**રાધિકા પટેલ:** 402, સ્વસ્તિક એપાર્ટમેન્ટ, બ્રહ્મક્ષત્રિય સોસાયટી, પ્રીતમ નગર, એલિસ બ્રિજ, પાલડી ક્રોસ રોડ, અમદાવાદ-380 007.
**વિરાફ કાપડિયા:** vkapmail@yahoo.com
**દિનેશ કાનાણી:** સી-103, હરિદ્વાર હીલ્સ, સિલ્વર ગોલ્ડ રેસીડેન્સી પાસે, મોકાજી સર્કલ પાસે, નાના મવા રોડ, રાજકોટ-360 005. મો. 9824219096
**પારુલ ખખ્ખર:** ‘તીર્થ’, ૧૫૩-ગુરુકૃપાનગર, ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧. મો.9429889366
**પરબતકુમાર નાયી:** આચાર્ય શ્રી સરદારપુરા રવેલ પ્રા. શાળા, મું. સરદારપુરા, પો. રવેલ, તા. દિયોદર, જિલ્લો-બનાસકાંઠા ઉત્તર ગુજરાત. પીન-385330. મો. 7990288193
**વસંત જોષી:** બી-75 આલાપ સેન્ચુરી, પુષ્કરધામ પાસે, કાલાવાડ રોડ, રાજકોટ-360005.
**માધવ આસ્તિક:** આસિ. પ્રો. અંગ્રેજી વિભાગ, ધરમસિંહ દેસાઈ યુનિવર્સિટી, નડિયાદ. મો. 9737070809
**અનિરુદ્ધસિંહ ગોહિલ:** 'ઉપનિષદ', પ્લોટ નં. 43-બી, ગૌરીશંકર સોસાયટી, જ્વેલ્સ સર્કલ, ભાવનગર-364003.
**રવીન્દ્ર પારેખ:** 1, યુનિયનધારા, મોદી બંગલો, અઠવાલાઈન, સુરત-395 007.
**ગુલામમોહમ્મદ શેખ:** નિહારિકા, યુનિ. હેલ્થ સેન્ટરની પાછળ, પ્રતાપગંજ, બરોડા-390 002
**હિમાંશી શેલત:** સખ્ય, 18 મણિબાગ, ધરમપુર રોડ, અબ્રામા, વલસાડ-396007.
**રજનીકુમાર પંડ્યા:** બી-૩/જી એફ-૧૧, આકાંક્ષા ફ્લેટ્સ, જયમાલા ચોક, મણિનગર, ઈસનપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૫૦. મો. ૯૫૫૮૦ ૬૨૭૧૧.
**રમણ સોની:** 18, હેમદીપ સોસાયટી, દીવાળીપુરા, જૂનો પાદરા માર્ગ, વડોદરા-390 007.
**કૌશિક ઘેલાણી:** બંગલો નં. 8, પહેલા માળે, જય અંબે સોસાયટી, માકાઈપૂલ રોડ, અડાલજણ, સુરત-9
**મોના જોષી:** 591 / 2, સેક્ટર 30, ગાંધીનગર. મો. 7779015553
**ડંકેશ ઓઝા:** 6, સ્વાગત સિટી, પેટ્રોલ પંપની સામે, અડાલજ-382421, મો. 9725028274
**ડૉ. પંકજ જોશી:** psjcosmos@gmail.com
**વિશાલ ભાદાણી:** એચ-608, 'સુમન દર્શન', ડી-માર્ટ પાસે, કોઝવે રોડ, સીંગણપોર, કતારગામ, સુરત. મો. 9426885387.
**અશોક મશરૂ:** એ-7, આલાપ હેરિટેજ, કાલાવડ રોડ, રાજકોટ-360 005. મો. 9879758818
**ધ્રુવ ભટ્ટ:** 1, ગોપાલ નગર, સ્ટેશન રોડ, કરમસદ-388325.
**દિક્પાલસિંહ જાડેજા:** 2, અમરદીપ સોસાયટી, હિલ-ડ્રાઈવ, વાઘાવાડી રોડ, ભાવનગર-364002. મો. 7567013999.
**કિરણ વી. મહેતા:** સરસ્વતી કૃપા, ભાગ્યોદય સોસાયટી, માનસરોવર રોડ, પાલનપુર-385001.
**હેમંત સોલંકી:** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42
**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વૉટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

રાધા : એય, સાંભળો છો? આપણા પડોશી નવી ગાડી લાવ્યા.

રમણ : જો પડોશીની સરખામણી કદી ના કરીશ સુખી થવું હોય તો. જમણી બાજુના પાડોશીએ બીજી વાર લગ્ન કર્યા એ ખબર છે તને?

☺ ☺ ☺

બૅંક ઑફ મહારાષ્ટ્રના ATM મશીનને કંઈ નહોતું થયું, પણ આખી કેબિનમાં તોડફોડ થઈ હતી.

બીજા દિવસે છાપાંવાળાએ આદત મુજબ લખી માર્યું : પોલીસ મુંઝવણમાં. ATM સલામત. એક પાઈ પણ નથી ગઈ તો કેબિન તોડનારા ચોરે શા માટે આવું કર્યું?

બીજા દિવસે કેબિનની બહાર એક કાગળ ચોંટાડેલો હતો. એના પર જવાબ લખેલો હતો : ચોર તમારા બાપ. આવી ગરમીમાં ગધેડાઓ એસી કેમ બંધ રાખો છો? પછી ગુસ્સો ન આવે? મારે સૂવું ક્યાં?

☺ ☺ ☺

ભૂરો : અલ્યા પવલા, મને આપણી આવનારી પેઢીની ચિંતા થાય છે. એમની હાલત આપણાથીયે જાય એવી હશે.

પ્રવીણ : પણ એવું કાં બોલે છે તું?

ભૂરો : એ પેઢીના સલાહકાર તો આપણે હોવાના ને? પછી શી ભલીવાર હોય?

☺ ☺ ☺

# હાસ્યેન સમાપયેત્




ડૉક્ટર : ''તમને ના પાડી હતી કે હમણાં ઘરનું જ ખાવાનું રાખો, તોય તમે પાછાં ખમણ ખાધાં?''

સુરતી દર્દી : ''પણ સાહેબ, ખમણવાળા સાથે અમારે ઘર જેવો જ સંબંધ છે...!''



''વીસ વર્ષ પહેલાં મારી પત્ની આરતી કરીને મને ચોખાથી પોંખતી ત્યારે માથા પર ૮૦ ટકા ચોખા વાળમાં અટવાઈ જતા.

હવે એવું કરે છે ત્યારે ૮૦ ટકા ચોખા નીચે પડી જાય છે. હવે પહેલાં જેવા અસલી ચોખા રહ્યા નથી.''



એક મચ્છર વિચાર કરતો હતો. કોઈએ પૂછ્યું, " શું વિચારે છે?"

મચ્છર: ''વિચારું છું કે ધૂપદાનીમાં ધૂપ, પાનદાનીમાં પાન તો મચ્છરદાનીમાં માણસ ક્યાંથી?''



મોંટુ: ''પપ્પા મને પિપૂડું લઈ આપોને!''

પપ્પા: ''ના, તું આખો દિવસ વગાડીને બધાને હેરાન કરીશ.''

મોંટુ: ''નહીં કરું બસ, બધા સૂઈ જશે પછી વગાડીશ.''



પત્ની: ''આ મેળામાં હું ખોવાઈ જાઉં તો તમે શું કરો?''

પતિ: ''છાપામાં જાહેરાત આપું કે તું જ્યાં છે ત્યાં... સુખી રહે.''



Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

